એ લેખે એક ગોળાકાર ખેતરની વાડ બાંધવામાં ૩૭૫૦ ખરચ થયું તે ખેતરનું ક્ષેત્રફળ કેટલું હશે?

(૧૪) એક ઘોડો ખીલા સાથે દોરડા વતે બાંધી ખેતરમાં ચરવા મુક્યો. દોરડું ૨૦ હાથ લાંબુ હતું. દોરડુ પહોચ્યું તેટલી જમીનમાં તેણે ચોમેર ચર્યા કીધું. ચરામણ દર ચોરસ હાથે ૩૦-૧-૩ કાપી હતી તો કુલ કીમત ચરાવનારને કેટલી થશે?

(૧૫) ૨૨ ઇંચ દરેક જણ જગા રોકે તો એક ગોળ ટેબલની આસપાસ ૧૨ માણસ બેશી શકે. એ ટેબલ પર બનાત જડવી છે એવીરીતે કે તો ટેબલની આસપાસ બધી તરફ ૧ એક ફુટ ઝુલતી રહે. તો દર ચોરસ વારના ૩૧-૪-૦ લેખે તે બનાતનું ખરચ શું થશે?

---

## ઘનફળ.

૨૮૦. ૧ જે નક્કર આકૃતિનાં સામસામેનાં પૃષ્ટ સમાંતર હોય, તેને પ્રીઝમ કહે છે.

૨ જે પ્રીઝમનાં પાસપાસેનાં પૃષ્ટ એક બીજા ઉપર લંબ હોય, તેને કાટખુણુ પ્રીઝમ કહેછે.

૩ જે કાટખુણુ પ્રીઝમની લંબાઈ, પહોળાઇ, અને જાડાઇ બરોબર હોય તેને ઘન કહેછે.

૪ જેના બંને પાયાઓ સમાંતર વર્તુળ આકાર હોય અને જેની જાડાઇ બધેથી સરખી હોય, તેને વર્તુળ સ્તંભ કહેછે.

૫ જે નક્કર આકૃતિ બધી તરફથી ગોળ હોય તેને ગોળો કહેછે.

૬ જેનો પાયો વર્તુળ આકાર હોય અને ટોચ બિંદુ હોય એવી (ગાજર જેવી) નક્કર આકૃતિને શંકુ કહેછે.

૨૮૧. ૧ કોઇ કાટખુણ પ્રીઝમનું ઘનફળ, તેની લંબાઈ પહોળાઇ અને જાડાઇના ગુણાકારની બરોબર છે તે (૭૬માં) બતાવ્યું છે.

૨. કોઇ ઘન આકૃતિનું ઘનફળ તેની એક બાજુના ઘનની બરોબર છે.

૩ કોઇ વર્તુળ આકાર સ્તંભનું ઘનફળ કહાડવું હોય તો, તેના પાયાના ક્ષેત્રફળને ઉંચાઈએ ગુણવા.

૪ કોઈ શંકુ આકૃતિનું ઘનફળ કહાડવું હોય તો, પાયાનું ક્ષેત્રફળ અને લંબાઈના ગુણાકારને ૩ એ ભાગવા.

૫ કોઇ ગોળાનું ઘનફળ કહાડવું હોય તો તેના વ્યાસના ઘનને ·૫૨૩૬ એ ગુણવા.

## મનોયત્ન ૧૦૦.

(૧) એક ઘનફુટ જગામાં પાણી આશરે ૧૫ મણ માય છે તો જે વાસણ ૪ ફુ. ૬ ઈ લાંબુ ૩ ફુ. પહોળું, અને ૪ ફુ. ૩ ઇ. ઊંડું હશે તેમાં કેટલું પાણી માશે?

(૨) એક ગોરસ પથર ૧૫ ફુ, ૬ ઈ, લાંબો, ૧૮ ફુ, ૫ ઈ, પહોળો અને ૨૩·૫ ફુ. જાડો છે તેનું ઘનફળ કેટલું ?

(૩) એક પથર ૧૭ ફુ. ૯ ઇ. લાંબો ૧૪ ફુ. ૩ ઈ. પહોળો અને ૫ ફુ. ૬ ઈ. જાડો છે તેનું ઘનફળ કેટલું ને એક ઘન ફુટની ૨૦–૨–૮ પ્રમાણે તેની કેટલી કીમત થશે?

(૪) એક ઘનની એક બાજુ ૨૨ ફુટ હોય તે ઘનનું ઘનફળ કેટલું ?

(૫) એક ભીંતની લંબાઇ ૧૦·૫ ફુ. ઊંચાઇ ૪·૨ ફુ. અને જાડાઈ ૩·૪ ફુ. છે તેણે કેટલા ઘનફુટ જગા રોકી હશે?

(૬) એક ગોળ થાંભલાની ઊંચાઇ ૨૦ ફુટ છે અને તેના ગોળાકાર પાયાનો પરીઘ ૫½ ફુટ છે ત્યારે તેનું ઘનફળ કેટલું?

(૭) એક ગોળ થાંભલાની ઊંચાઇ ૨૦ ફુટ છે અને પાયાનો વ્યાસ ૧૨ ફુટ છે તો તેનું ઘનફળ કેટલું ?

(૮) એક ગોળ થાંભલાની ઊંચાઇ ૧૬ ફુટ અને પાયાની ત્રિજ્યા ૧ ફુ. ૧½ ઇંચ છે તો તેનું ઘનફળ કેટલું ?

(૯) એક શંકુની ઊંચાઇ ૧૦½ ફુ. અને પાયાનો પરીઘ ૯ ફુ. છે તો તે કેટલા ઘનફુટ જગા રોકશે?

(૧૦) જે શંકુની ઊંચાઇ ૧૨½ ફુ. અને પાયાનો વ્યાસ ૨½ ફુ. છે તેનું ઘનફળ કેટલું?

(૧૧) એક ગોળનો વ્યાસ ૧૨ ફુ. છે તેનું ઘનફળ કેટલું?

(૧૨) એક હાથીદાંતના ગોળાનો વ્યાસ ૩½ ઇંચ છે તેનું ઘનફળ કેટલું ?

(૧૩) પૃથ્વીનો પરીઘ ૨૫૦૦૦ મૈલ છે ત્યારે તેણે કેટલા ઘન મૈલ જગા રોકી હશે?

## પૃષ્ઠફળ.

૨૮૨. નક્કર આકૃતિઓની સપાટીના ક્ષેત્રફળ ને પૃષ્ટફળ કહેછે.

૨૮૩. ઘણી સપાટ સફાઈઓ વાળી આકૃતિનું પૃષ્ટ ફળ કહાડવાને તે સફાઈઓના ક્ષેત્રફળોનો સરવાળો લેવો.

જેમ કે એક પેટીનું પૃષ્ટફળ કહાડવું હોય તો તેની છએ બાજુઓના ક્ષેત્રફળનો સરવાળો લેવો.

૨૮૪. શંકુનું પૃષ્ટફળ કહાડવું હોય તો, પાયાનો પરીઘ અને તીરકસ બાજુના ગુણાકારનું અર્ધ કરવું.

૨૮૫. ગોળાનું પૃષ્ટફળ કહાડવું હોય તો વ્યાસના વર્ગને ૩.૧૪૧૬ એ ગુણવા.

૨૮૬. વર્તુલ સ્થંભનું ગોળાકાર પૃષ્ટફળ કહાડવું હોય તો તેના પાયાનો પરીઘ અને લંબાઈ અથવા ઉંચાઈનો ગુણાકાર કરવો.

ટીકા:—શંકુ અને વર્તુલ સ્તંભમાં પાયા સુધાંત બધી સપાટીનું ક્ષેત્રફળ કહાડવું હોય તો બંને પાયાનું ક્ષેત્રફળ ઉમેરવું જોઇએ.

## મનોયત્ન ૧૦૧.

(૧) એક ઘનની એક બાજુ ૩ ફુટ છે તો તેની સપાટી ઉપર બધી તરફ લુગડું મઢવું હોય તો કેટલા ચો. ફુટ જોઇશે?

(૨) એક પેટી બહારની બાજુથી ભરી તે ૩$\frac{1}{2}$ ફુ. લાંબી, ૨ ફુ. પહોળી, અને ૧$\frac{3}{4}$ ફુ. ઉંચી થઇ. ત્યારે તેની આસપાસ મઢવાને કેટલા ચો. ફુ. લુગડું જોઈએ?

(૩) એક ગોળ થાંભલાની ઉંચાઇ ૧૬ ફુ. છે અને પાયાનો વ્યાસ ૨ ફુ. ૩ઇંચ છે. હવે એક ચો. ફુટે રૂ ૦-૩-૦ પ્રમાણે તે થાંભલો રંગાવવાનું શું ખરચ થશે?

(૪) લોઢાનું એક ગોળ ભુંગળુ ૫૧ ફુ. લાંબુ છે અને તેના પાયાનો વ્યાસ ૫$\frac{1}{4}$ ફુ.છે હવે તે ભુંગળાની બધી તરફ લુગડાનું અસ્તર કરવું હોય તો કેટલા ચો. ફુ. લુગડું જોઇશે?

(૫) એક ગોળ થાંભલો ૨૦ ફુ. ઉંચો છે અને તેના પાયાનો વ્યાસ ૨ફુ. છે તો તેના પાયા વગરની સપાટી કેટલા ચો.ફુ. હશે?

(૬) એક શંકુના પાયાનો વ્યાસ ૫ ફુ. અને તેની ત્રાંસી બાજુ ૧૮ ફુની છે તો પાયા વગરની સપાટીનું પૃષ્ટફળ કેટલું?

(૭) એક શંકુ આકાર બુરજની બાજુ ૨૦ફુ. અને પાયાનો પરીઘ ૬ફુ. છે હવે ૬૨ ચો. ફુટે ૨ આના પ્રમાણે તેની સપાટીનું રંગામણુ શું થશે?

હારમાં લખવો. પછી એ વર્ગ અને તેની ઉપરની બે રકમો એ ત્રણેનો સરવાળો લેવો. પછી પહેલી હારના અંક ઉપર એક મીંડું ચઢાવવું અને બીજી હારના અંક ઉપર બે મીંડાં ચઢાવવાં. પછી એ બીજી હારના અંક વડે ત્રીજી હારના અંકોને ભાગી ભાગાકાર આવે તે ઘનમૂળનો ત્રીજો અંક મુકવો.

(૮) એ નવા અંકને પહેલી હારની છેલી રકમમાં ઉમેરવો અને સરવાળાને એજ અંકે ગુણી ગુણાકારને બીજી હારની છેલી રકમમાં મેળવવો. અને તેથી જે સરવાળો આવે તેને એ નવા અંકે ગુણી ગુણાકાર ત્રીજી હારના અંકોમાંથી બાદ કરવો.

(૯) એ પ્રમાણે (૭)માં બતાવ્યા પ્રમાણે નવા અંક શોધી કહાડવા અને (૮) માં બતાવ્યા પ્રમાણે બાદ કરવાનાં પદ શોધી કહાડવાં

(૧૦) આપેલી સંખ્યામાં દશાંશ અંક હોય તો (૨૫૬) માં કહેલી વાત ધ્યાનમાં રાખવી.

દા. ૯૨૬૮૫૯૩૭૫નું ઘનમૂળ કહાડો.

| | | |
|---|---|---|
| ૨૭૦ | ૨૪૩૦૦ | ૯૨૬૮૫૯૩૭૫ (૯૭૫ |
| ૭ | ૧૯૩૯ | ૭૨૯ |
| ૨૭૭ | ૨૬૨૩૯ | ૧૯૭૮૫૯ |
| ૧૪ | ૪૯ | ૧૮૩૬૭૩ |
| ૨૯૧૦ | ૨૮૨૨૭૦૦ | ૧૪૧૮૬૩૭૫ |
| ૫ | ૧૪૫૭૫ | ૧૪૧૮૬૩૭૫ |
| ૨૯૧૫ | ૨૮૩૭૨૭૫ | ૦૦૦૦૦૦૦૦ |

આમાં પહેલા ભાગ ૯૨૬ માંથી વધારેમાં વધારે ૯ નો ઘન ૭૨૯ બાદ જાય છે માટે ઘનમૂળનો પહેલો અંક ૯ થયો. ૯૨૬ માંથી ૭૨૯ બાદ કરી ૧૯૭ ઉપર ૮૫૯ ચઢાવ્યા તે નવો ભાજ્ય થયો. પહેલા અંકની ત્રણુ ગણાઈ પહેલી ઉભી હારમાં લખી, અને ૨૭ને ૯એ ગુણી ૨૪૩ બીજી હારમાં લખ્યા પછી ૨૭ ઉપર એક મીંડું લીધું અને ૨૪૩ ઉપર બે મીંડાં લીધાં. ૧૯૭૮૫૯ને ૨૪૩૦૦એ ભાગતાં ૮ આવે છે પણ તપાસી જોતાં એ ભાગ મોટો માલમ પડે છે માટે ૭એ ઘનમૂળનો બીજો અંક મુક્યો. પછી પહેલી હારમાં ૭ને ઉમેર્યા તો ૨૭૭ થયા, ૨૭૦ને ૭એ ગુણી ૨૪૩૦૦માં મેળવ્યા તો સરવાળો ૨૬૨૩૯ આવ્યો. તેને ૭એ ગુણી ગુણાકાર ત્રીજી હારના ૧૯૭૮૫૯એ અંકોમાંથી બાદ કર્યો.

તો બાકી ૧૪૧૮૬ રહ્યા. તે ઉપર બીજા ત્રણ અંક ચઢાવ્યા તો ૧૪૧૮૬૩૭૫ એ નવો ભાજ્ય થયો.

પછી ૨૭૭માં ૭ની બમણાઇ મેળવી તો ૨૯૧ આવ્યા. અને ૭ નો વર્ગ ૪૯ બીજી હારમાં લખી તેને ઉપરની બે રકમો ૧૯૩૯ અને ૨૬૨૩૯ સાથે મેળવ્યા તો ૨૮૨૨૭ આવ્યા પછી પહેલી હારમાં એક મીંડું ચઢાવ્યું અને બીજી હારમાં બે ચઢાવ્યાં; તો ૨૮૨૨૭૦૦ એ નવો ભાજક થયો. એ નવા ભાજક વડે ૧૪૧૮૬૩૭૫ને ભાગ્યા તો ૫ એ ઘનમૂળનો ત્રીજો આંકડો નિકળ્યો.

પછી એ ૫ ને પહેલી હારના ૨૯૧૦ માં મેળવી સરવાળાને ૫ એ ગુણ્યા, અને ગુણાકારને બીજી હારના ૨૮૨૨૭૦૦ સાથે મેળવી સરવાળાને ૫ એ ગુણ્યા, અને તે ગુણાકાર ત્રીજી હારના અંકોમાંથી બાદ કર્યો તો કંઈ વધ્યું નહીં; અને તેથી ૯૭૫ એ આપેલી સંખ્યાનું ઘનમૂળ આવ્યું.

દા. ૨. ૧૪૪૧૮૨૮૧૮૬૧૭૪૫૩ નું ઘનમૂળ શું?

```
   ૧૫૦    ૭૫૦૦૦      ૧૪૪૧૮૨૮૧૮૬૧૭૪૫૩(૫૨૪૩૭
     ૨      ૩૦૪ )    ૧૨૫
  ----    -----  }   -----
   ૧૫૨     ૭૮૦૪ {    ૧૯૧૮૨
     ૪        ૪ )    ૧૫૬૦૮
  ----   ------      -------
  ૧૫૬૦   ૮૧૧૨૦૦ )      ૩૫૭૪૮૧૮
     ૪     ૬૨૫૬ |      ૩૨૬૯૮૨૪
  ----   ------  }     ---------
  ૧૫૬૪   ૮૧૭૪૫૬ |      ૩૦૪૯૯૪૬૧૭
     ૮       ૧૬ )      ૨૪૭૨૫૯૮૦૭
 -----  --------       -----------
 ૧૫૭૨૦  ૮૨૩૭૨૮૦૦ )   ૫૭૭૩૪૭૧૦૪૫૩
     ૩     ૪૭૧૬૯ |   ૫૭૭૩૪૭૧૦૪૫૩
 -----  --------  }  -----------
 ૧૫૭૨૩  ૮૨૪૧૯૯૬૯ |   ૦૦૦૦૦૦૦૦૦૦૦
     ૬         ૯ )
 ------  ----------
 ૧૫૭૨૯૦  ૮૨૪૬૭૧૪૭૦૦
      ૭      ૧૧૦૧૦૭૯
 ------  ----------
 ૧૫૭૨૯૭  ૮૨૪૭૮૧૫૭૭૯
```

## પરચુરણ દાખલા.

(૧) ૮૦૬૦ પૌ. ૮ શિ. ૧૦ પે.માં ૨૪ પૌ. ૧૧ શિ. ૬$\frac{૧}{૪}$ પે. કેટલી વાર આવે?

(૨) એક માણસે ૯ શિ. ૭$\frac{૫}{૮}$ પે. એ વાર લેખે ૬૦૩$\frac{૭}{૧૬}$ વાર લુગડું રાખ્યું, તેને ૩૭$\frac{૫}{૧૬}$ પૌ. નફો મેળવવો હોય તો તે શા ભાવે વેચવું?

(૩) ૧૦ એકર ને ૧૦ વીઘાનો સરવાળો વીઘાગાં કરો?

(૪) ૯ ઇંચ ચોરસ એવી કેટલી ઇંટો ૨૧ ફુ. ૯ ઈં પહોળા ને ૩૧ ફુ. ૬ઈં. લાંબા ચોકને ચોરશી કરવામાં જોઇશે?

(૫) ઘોડાની કીમત બગીની કીમતના $\frac{૨}{૩}$ છે. અને બગીના ઘોડા કરતાં રૂ. ૧૫૨ વધારે બેઠા છે, તો દરેકની કીગત શી?

(૬) જો એક મિનિટમાં ૬૦ રૂ. ગણીએ તો એક રકમ ગણુતાં ૫ા કલાક થાય છે. તો એક મિનિટમાં ૬૫ રૂ. ગણુતાં, બધા રૂપિઆ કયારે ગણી રહેવાશે?

(૭) મારા નાણાના $\frac{૨}{૩}$ ઝવેરના નાણાના $\frac{૧}{૩}$ની બરોબર છે. અને ઝવેર પાસે ૨આ. ૪પા. મારા કરતાં ઓછી છે, ત્યારે અમારી પાસે કેટ કેટલા પૈસા હશે?

(૮) કોઈ માણસે ૩૧ ચોપડીઓ ખરીદ કીધી. તેમાંની કેટલી એકની કીમત ચોપડી દીઠ રૂ.૧-૮-૦ અને બાકીની દર ચોપડીએ રૂ. ૨-૮-૦ બેઠી. અને સૌ મળીને તેને રૂ. ૫૨-૮-૦ આપવા પડયા. ત્યારે દરેક જાતની કેટકેટલી ચોપડીઓ તેની પાસે હશે?

(૯) જે આગગાડી ૯ અવરમાં ૨૦૦ મૈલ જાય છે. તે જો રોજ ૧૫ અવર ચાલે તો એક અઠવાડીઆમાં કેટલું જશે?

(૧૦) **અ**ના પૈસા **બ**ના પૈસાના $\frac{૨}{૩}$ની બરાબર છે. **ક**ની પાસે **અ**ને **બ**ના પૈસાની બાદબાકીના ૧$\frac{૨}{૩}$ જેટલા છે; તો દરેક પાસે ઓછામાં ઓછો પૂર્ણ આંકડો કેટલા રૂપિઆનો હશે?

(૧૧) $\sqrt{\frac{૧}{૨}}$ અને $\sqrt{\frac{૨}{૩}}$ની કીમત શી?

(૧૨) $\dfrac{૨\frac{૨}{૩}+૧\frac{૧}{૨}\text{ના }\frac{૮}{૧૧}}{\frac{૨}{૩}+૫૬\frac{૧૦}{૧૧}\text{ના }\frac{૨}{૩}}$ ની કીમત શી?

(૧૩) એક દુકાનદારે કાંઇ માલ ૧ લી મેને રોજ ૧૨૭૬ રૂ. એ લીધો. અને તે ૨ જી જુને ૧૩૦૮ રૂ. રોકડા લેઇ વેચી નાંખ્યો. તો આ વ્યાપારથી એને સેકડે દર વરશે શું વ્યાજ પડયું?

(૧૪) $\frac{.\dot{૬}+.૨૭-.\dot{૪}}{૨\frac{૩}{૧૬}\text{ના } ૨.૫\dot{૪}}$ ની, અને $\frac{૩\frac{૩}{૪}+૨\frac{૧}{૩}}{૩\frac{૧}{૪}-૨\frac{૧}{૩}}$ ની કીમત કહાડો?

(૧૫) $\sqrt[૫]{૧\frac{૭}{૮}}$ અને $\sqrt[૩]{\frac{૧\frac{૧}{૨}}{૫}}$ ની કીમત શી?

(૧૬) ૫ અને ૬ની વચ્ચે ઘડીઆળમાં બંને કાંટા ઉપરા ઉપરી આવ્યા છે તે વખત કેટલા વાગ્યા હશે વારૂ?

(૧૭) **અ**, **બ**, **ક**, અનુક્રમે ૧૫, ૨૦, ૩૦ માઇલ રોજ ચાલે છે. **અ**ના નીકળ્યા પછી ૨ દિવસે **બ** નિકળ્યો, હવે **બ** ને **ક** બંને **અ** ને એકજ વખતે પકડી પાડે માટે **બ** ની પછી **ક** એ ક્યારે નિકળવું?

(૧૮) એક માણસની ઉમર તેની સ્ત્રી કરતાં બમણીછે, ને છોકરાથી ત્રમણી છે. અને જ્યારે છોકરો સાંપડયો ત્યારે તે સ્ત્રી **૧૫** વરસની હતી તો દરેકની ઉમર કેટલી?

(૧૯) ૩ આ. ૬ પા. એ ૮આ. ૭પા. નો કેટલામો દશાંશ છે? અને ૬રૂ. ૯આ. નો એટલોજ દશાંશ કઈ રકમ થશે?

(૨૦) $(૧\frac{૧}{૨}\sqrt{\frac{૪}{૯}})\div\sqrt{\frac{૨}{૧૬}}$ ની કીમત શી?

(૨૧) **અ**ના પૈસાના $\frac{૨}{૫}$ જેટલા અને **ક**ના પૈસાના $\frac{૨}{૧૧}$ જેટલા પૈસા **અ**ની પાસે છે. તો દરેક પાસે ઓછામાં ઓછા પૂર્ણાંક કેટલા રૂપિઆ હશે?

(૨૨) $\frac{\sqrt[૩]{૫.૧૨}+\sqrt[૩]{.૦૩૩૭૫}}{\sqrt[૩]{.૦૦૮}-\sqrt{.૦૧}}$ ને સાદા દશાંશનું રૂપ આપો?

(૨૩) ૨૬ના એવા બે ભાગ કરો કે એક, બીજા કરતાં સેંકડે સાત વધારે થાય?

(૨૪) એક ઘન ફુટ સાગના લાકડાની કીમત ૩૨-૨-૦ બેસેછે તો ૧૪ ઈંચ પહોળા, એક ઈંચ જાડા એવા એક ફુ. લાંબા પાટીઆનું શું આપવું?

(૨૫) જો ૧$\frac{૩}{૪}$ રતલ ચાના $\frac{૩}{૪}$ની કીમત એક રૂપિઆના ૨$\frac{૩}{૪}$ના $\frac{૬}{૧૧}$ પડે છે, તો ૧૦ રૂપિઆની કેટલી ચા આવશે?

(૨૬) સેકડે ૪$\frac{૧}{૨}$ ટકાને વ્યાજે ૧૦૭૫રૂ. નું બે વરસે ચક્રવૃદ્ધિ વ્યાજ શું થશે?

(૨૭) સેંકડે ૧૨ ટકા લેખે ૫૦૭ રૂ.ની હુંડી ૧લી મેથી છ

ગદિને પાકવાની છે. તો તેનાં નાણાં ૨૪ મી જુનને રોજ કેટલાં લેવાં?

(૨૮) ·૦૦૧÷·૦૦૦૫.

(૨૯) સેકડે ૫½ ટકા વટાવ કાપીને ૨૨૭ રૂ. ના રોકડા રૂપિઆ કેટલા મળશે?

(૩૦) $\dfrac{\frac{૫૧}{૫૬}+\frac{૩}{૧૪}-\frac{૩}{૮}}{\frac{૪}{૭}\text{ ના }\frac{૩}{૧૬}}$ ને સાદામાં સાદું રૂપ આપો?

(૩૧) ૮૦૬૭૭૫૬૮૧૬૧નું ઘનમૂળ કહાડો?

(૩૨) અમદાવાદ ને સુરત વચ્ચે ૧૧૯ મૈલનું અંતર છે. અમદાવાદથી એક ત્રેન સવારના નવ વાગે ને બીજી ત્રીજા કલાસની ત્રેન સવારના ૮ વાગે નીકળે છે. તેઓ ૪૨, ૨૪, માઈલ અનુક્રમે એક અવરમાં જાય છે. હવે જે બારખાનાની ત્રેન સુરતથી નિકળે છે તે કયે વખતે નીકળે કે તે પેલી અમદાવાદ વાળી જે વખત ત્રીજા કલાસ વાળીને પકડી પાડે તેજ વખતે તેને આવી મળે? બારખાનાની ત્રેન એક અવરમાં ૨૧ માઈલ દોડે છે.

(૩૩) એકેક ફુટ લંબાઈની બે સીધી લાકડીને પાસે પાસે એવી રીતે મૂકી છે કે તેમના છેડા એક બીજાને અડી રહે. એક લાકડીના સરખા ૧૧ ને બીજીના ૧૨ ભાગ કરેલા છે. તો પહેલી લાકડીનો ત્રીજો ભાગ ને બીજી લાકડીનો ત્રીજો ભાગ એ બેના વચેનું અંતર ૧૦ ઈંચનો કયો અપૂર્ણાંક છે?

(૩૪) રૂ. ૭-૬-૦એ વાર લુગડું ખરીદું. તેનો ¾ રૂ. ૭-૧૦-૪ ને ભાવે. ને બાકીનું રૂ. ૮)ને ભાવે વેચતાં સેકડે શો નફો મળ્યો?

(૩૫) એક કારખાનાવાળો ૫૦૦૦૦ રૂ. ની મુડીથી જાત મહેનતે કામ કરે છે, તો તેથી તેને સેકડે ૧૦ ટકા નફો મળે છે, પરંતુ તેમ ન કરતાં તેણે ૧૦૦૦૦ રૂ. નો એક સાંચો આણ્યો; તેથી તેનાં બાકી રહેલાં નાણા ઉપર સેકડે ૨૦ ટકા નફો થવા લાગ્યો. એ સાંચો પાંચ વરસ ચાલ્યો. તો સાંચો કામે લગાડયાથી તેની મૂળની ઉપજ ઉપર સેકડે શો નફો કે ખોટ ગઇ?

(૩૬) એક ઘોડો લીલામમાં ૨૫૪ રૂ. માટે વેચ્યો. લીલામ કરનાર સેકડે ૮ ટકા લેછે. તો માલીકને ખરેખરું શું ઉપજ્યું ?

(૩૭) ·૭ અને તેના વર્ગમૂળની બાદબાકી કેટલી?

(૩૮) ૪૦૦ રૂ. અ, બ, ક વચ્ચે વહેંચી આપવા. એવી રીતે

કે ક ના કરતાં બ ને ૩૦, ને અ ને ૭૦ વધારે મળે.

(૩૯) સેકડે ૫ પૌંડને વ્યાજે ૭૪૫ પૌંડનું ૩ વરસનું સાદું ને ચક્રવૃદ્ધિ વ્યાજ શું થશે.

(૪૦) $\frac{૧}{\sqrt{૨}}+\frac{૨}{૩\sqrt{૮}}$ —[illegible]ને સાદા રૂપમાં લાવે ?

(૪૧) સેકડે ૪ ટકાને વ્યાજે ૬ મહીના પછી જે રકમ ૭૦૦૦ રૂ. થાય છે; તેનું હાલ શું મળે?

(૪૨) લંડનમાં ૧ રૂ. બદલ ૨ શિ. ૧પે. મળી શકે તો ૧૦૦ રૂ. ની હુંડીનું ત્યાં શું ઉપજશે? અને ૨૯૭ પાં. ૧૦ શિ. મોકલવાને કેટલાની હુંડી જોઇએ?

(૪૩) અ ને બ ના મળીને ૯૮૦૦ રૂ. છે, અ પોતાના ભાગના ૧/૨, અને બએ ૧/૪ વેપારમાં રોક્યા. પછી બંને પાસે સરખી રકમ રહી; તો દરેકના ભાગ કેટલા રૂપીઆનો?

(૪૪) ૧૦ ઘેટાંને ૬ ગાયની કીમત ૬ ઘેટાંને ૭ ગાયના જેટલી છે. જો દર ગાયની કીમત ૨૧ રૂ. હોય તો દર ઘેટાની કીમત કેટલી હશે?

(૪૫) ૨ ફુ. ૧૧ ઈં. પહોળો એવો એક ગાળીચો જે ચોરસ ઓરડાની એક બાજુ ૧૯ ફુટ ૭ ઇંચ છે તેમાં પાથરવાને, કેટલો લાંબો જોઇએ?

(૪૬) સેકડે ૩ ૧/૨ ટકાને વ્યાજે તા॰ ૧ લી જુનથી ૧૫મી સપ્ટેંબર સુધીનું ૨૮૬૦ રૂ. નું સાદું વ્યાજ કેટલું થશે?

(૪૭) અ, બ, ને ક નું એક સહીઆરૂં વહાણ છે ક ના ભાગની કીમત ૪૦૦૦ રૂ. છે. બ ના ભાગના ૧/૩ બરાબર અ નો ભાગ, અને એ બંનેના ભાગનો સરવાળો વહાણની કુલ કીમતના ૨/૩ ની બરાબર છે. તો અને બનો ભાગ કેટલા રૂપિઆનો હશે?

(૪૮) કોઈ પરદેશી લંડન ગયો, તેની પાસે ૬૦ ડાલર ને ૧૦૦ રૂ. હતા, તે વટાવી તેને પાં. શિ. પે. કરવા છે. ડાલરની કીમત તે વખતે ૩ શિ. ૧૧ ૭/૮ પે. અને રૂપિઆની ૨ શિ. ૩/૪ પે. હતી; તો તેને કેટલા પાં. શિ. પે. આવશે?

(૪૯) એક ટાંકીને ચાર નળ છે. તે જો ખાલી હોય તો અનુક્રમે ૩, ૪, ૫, ૬, અવરમાં ભરી કહાડે છે. અને બીજા બે નળ છે તે જો ભરેલી ખાલી કરવી હોય તો ૨ ૧/૨ ને ૨ ૩/૪ અવરમાં અનુક્રમે ખાલી કરી શકે છે. ધારો કે ટાંકી ખાલી છે ને બધા નળ સાથે છુટા

મૂક્યા તો તેને ભરાતાં કેટલી મુદત લાગશે?

(૫૦) $\frac{૪\cdot૫\times૨\cdot\dot{૩}}{૫\cdot૩૪૧\dot{૩}}\times૨.\frac{૨૫૩}{૭૫}$ ને સાદા રૂપમાં લાવો?

(૫૧) ૯૯ાાા÷૦ા=

(૫૨) કેટલા રૂપિઆને કેટલે વ્યાજે મૂકીએ તો, સાદે વ્યાજે ૮ મહિનામાં ૨૯૭૬ રૂ., અને ૧૫ મહિનામાં ૩૩૬૦ રૂ. થાય?

(૫૩) **અ એક** કામ ૬ દિવસમાં કરેછે, ને **બ** તેના અર્ધ વખતમાં કરેછે; તો બંને સાથે કરે તો કેટલી મુદતે કરી રહે?

(૫૪) **બથી અની** ઉમર ત્રણ ગણીછે. ૧૦ વરસ પહેલાં તેની ઉમર ૧૦ ગણી હતી. ત્યારે હમણાં દરેકની ઉમર કેટલી?

(૫૫) જથાબંધ ચોપડીઓ રાખનારને છુટક કરતાં સેકડે ૫૦ ચીસ ટકા ઓછા બેસેછે, અને એક ડઝનમાં ૧૩ ગણવામાં આવે છે. તો તેને સેકડે કટલો લાભ થશે?

(૫૬) ૧ યાર્ડના $\frac{૩}{૨}$, એટ ફુટના $\frac{૩}{૪}$, ને એક માઇલના $\frac{૪}{૮}$ નો સરવાળો કરો?

(૫૭) ૩$\frac{૧}{૨}$ ટકાને વ્યાજે ૨૮૪૧ રૂ. નું ૨ વરસ, ૨ મહીનાને ૨૫ દિવસનું સાદું વ્યાજ કેટલું થશે?

(૫૮) એક દુકાનદાર પોતાની વસ્તુઓની પોતે ઠરાવેલી કીમતમાંથી સેકડે ૧૦ ટકા લેખે સેકડે લેનાર પાસેથી ઓછા લે છે. અને તેમ કરતાં તેને સેકડે ૧૨$\frac{૧}{૨}$ ટકા મળે છે. ત્યારે જે વસ્તુના તેણે ૧૦૦ રૂ. આપ્યા, તેની પોતે ઠરાવેલી કીમત શી?

(૫૯) પહેલાં કેટલાક મુદતપર હતા, તે કરતાં હાલ કોયલાનો ભાવ સેકડે ૨૫ ટકા વધારે છે. અને હજી ૨૦ ટકા વધારે ભાવ ચઢવાનો છે. અને તેથી તેની કીમત એક ટનને માથે ૧૫ રૂપીઆ પડે છે, તો પ્રથમ તેની કીમત કેટલી હશે?

(૬૦) ૩ ટકાના વ્યાજની નોટ શા ભાવે વેચીએ કે દર પૌંડે ૧ શી. ૪ પે. ઈનકમ ટાકસના વેરામાં ભરતાં છતાં પણ તેથી ૪ ટકા વ્યાજ આવે?

(૬૧) એક સોવરનની કીમત ૨૫$\frac{૧}{૪}$ ફ્રાન્ક, અને ૧૦$\frac{૩}{૧૬}$ રૂપીઆ છે. તો સોવરનની કયી નાનામાં નાની સંખ્યાથી ફ્રાન્ક ને રૂપીઆના પૂર્ણાંક આંકડા આવશે? અને રૂપીઆની નાનામાં નાની કયી સંખ્યાથી સોવરનને ફ્રાન્કના પૂર્ણાંક આંકડા આવશે?

(૬૨) ૨૪ માણસ રોજ ૧૦ અવર પ્રમાણે કામ કરે તો ૧૩ દિવસમાં ૬૦૦ વારની એક ભીંત ચણી શકે. ત્યારે ૮૦૦ વાર-

ની ભીંત ચણવી હોય તો ૩૬ માણસને રોજ ૮ અવર કામ કરતાં કેટલા દિવસ લાગશે?

(૬૩) ·૦૧૩૮, ·૪૧૧, ·૭૧, અને ·૦૨૭ની બરાબર કયાં વ્યવહારી અપૂર્ણાંક છે?

(૬૪) સેકડે ૪ ટકા પ્રમાણે ૫ મહીને ૭૫૦૦ રૂપીઆના દેવા થાય તો હાલ વાસ્તવિક અને વેપારીની રીત પ્રમાણે મુદતનું શું કાપવું?

(૬૫) ૩ વરસને ૨૯૨ દિવસમાં સાદે વ્યાજે ૬૨૫ રૂપીઆના ૭૨૦ રૂપીઆ થયા. ત્યારે તેનું સેકડે કેટલું વ્યાજ હશે?

(૬૬) ૧૦૦૦૦રૂ.નું ૫ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ સેકડે ૫ ટકા લેખે કહાડો?

(૬૭) ઘડીઆળના કાંટા સામસામે છે. અને અવર કાંટો ૧૨ ને ૧ની વચે છે. ત્યારે કેટલા વાગ્યા હશે?

(૬૮) સાદા વ્યાજે ગણતાં ૧૬ વરસમાં કોઇ રકમ બમણી કરવાને સેકડે શા ભાવે રૂપીઆ વ્યાજે મૂકવા?

(૬૯) $\dfrac{\frac{2}{3}+3\frac{1}{2}\text{ના }\frac{5}{6}}{\frac{2}{\frac{7}{9}}+\frac{2\frac{1}{5}}{5\frac{1}{4}}} \times \dfrac{94\frac{2}{9}}{180\frac{3}{5}}$ નું સાદું રૂપ શું?

(૭૦) કેટલાંક માણસો ૬૩ દિવસમાં એક કામ કરી શકે છે. જો ૭ માણસ વધારે હોય, તો તે કામ ૪૯ દિવસમાં થઇ શકે ત્યારે મૂળ માણસો કેટલાં હશે?

(૭૧) **અ**, **બ**, **ક**, ત્રણ જણનું સહીઆરૂં કારખાનું છે તેમાં **અ**ના ૬૦૦૦ રૂ. ૯ માસ લગી, **બ**ના ૮૦૦૦ રૂ. ૬ મહિના લગી ને **ક**ના ૫૦૦૦ રૂ. ૧૨ મહિના લગી રહ્યા. **અ**ને પોતાના ભાગનો નફો રૂ. ૧૦૮૦નો થયો. તો એકંદર નફો કેટલો થયો હશે?

(૭૨) ૧૬ પાનાનું ૧ એવા ૪ ચોપાન્યાનું છપામણ રૂ. ૧૦૭—૧૨—૦ પડે છે, તો ૧૨ પાનાનું એક એવાં ૬ ચોપાન્યાં છપાવતાં કેટલું ખરચ થશે?

(૭૩) ·૧૨૫ માઇલ રેલવેનું ખરચ ૫૪૦૦૦ થયુ. તો એક ફુટની શી કીમત?

(૭૪) જો ૧૩ માણસોની મજુરી ૭½દિવસમાં રૂ. ૧૩½થાયછે, તો ૨૦ માણસોની ૧૭¾ દિવસની એજ હિસાબે કેટલી થશે?

(૭૫) ·૩૯,·૫૨૪,ને·૪૧૭નો સરવાળો વ્યવહારી અપૂર્ણાંકમાંલ્લાવો.

(૭૬) એક બગીના પાછલા પૈડાનો ઘેર ૩·૩ યાર્ડ છે, અને

આગલાનો ૨·૭ યાર્ડ છે. પાછલાં પૈડાં પોતાના ઘેરાવના ૨·૪૩ વખત ફરે, તેટલી વારમાં આગલાં પૈડાં કેટલી વાર ફરશે?

(૭૭) $\frac{૪}{૧૧}$ નું વર્ગમૂળ કહાડો.

(૭૮) $\frac{૭}{૮}$ ને $\frac{૪}{૪}$ ના વર્ગોનો સરવાળો લો, ને જે આવે તેને ૨ ના વર્ગમૂળે ભાગો ?

(૭૯) એક રકમના $\frac{૪}{૧૩}$ **અ** એ લીધા, ને જે રહ્યું તેના $\frac{૧૧}{૧૮}$ **બ**એ, અને તેથી જે બાકી રહ્યું તે **ક** એ લીધું. તો **ક** નો ભાગ **અ** કરતાં ૧૦ રૂપીઆ ઓછો આવ્યો. તો દરેકને શું મળ્યું ?

(૮૦) કયી સંખ્યાને તે સંખ્યાએજ ગુણવાથી ૨૯$\frac{૧}{૧૬}$ આવશે?

(૮૧) ૬૦૦૦૦ રૂ.નું ૧$\frac{૧}{૨}$ વરસે ૯ ટકા લેખે ચક્રવૃદ્ધિ વ્યાજ કેટલું થશે? છ છ મહિને વ્યાજ ચુકવવાનું છે.

(૮૨) **અ** ૨$\frac{૨}{૩}$ દિવસમાં એક ખેતરના $\frac{૪}{૭}$ની કાપણી કરી શકે છે, ને **બ** ૪$\frac{૧}{૨}$ દિવસમાં તે ખેતરના $\frac{૪}{૫}$ની કરી શકે છે, તો બંને મળીને બધું ખેતર કેટલે દિવસે કાપી રહેશે ?

(૮૩) $\dfrac{\frac{૨}{૩}+\frac{૩}{૭}}{૪\frac{૫}{૭}-૩\frac{૨}{૮}}$ અને $\dfrac{·૧+·૦૨}{·૦૪}$ ને સાદા રૂપમાં આણો?

(૮૪) એક ચોરસ ખેતરની એક બાજુ ૧૨૦ યાર્ડની છે, તો એ ખેતર કરતાં જે ચોરસ ખેતર ૬ ગણું મોટું છે. તેની એક બાજુ કેવડી હશે ?

(૮૫) એક રબારીએ ૧૫ શિ. એ એક ગાય વેચી. તેથી તેને જેટલી કીમત બેઠી હતી તેનું અર્ધ નફો રહ્યો. તો તેણે ગાયનું શું આપ્યું હશે ?

(૮૬) વડોદરા ને સુરત વચ્ચે ધારો કે ૮૦ માઈલનું અંતર છે. એક ટ્રેન વડોદરેથી નિકળી, તેજ વખતે બીજી સુરતથી ઉપડી. વડોદરાવાળી એક અવરમાં ૧૦ માઈલ વધારે ચાલેછે. તેઓ એક ઠેકાણે મળી. અને પછી પાછા આવતાં એકજ વખતે નિકળી. તે પ્રથમ મળી હતી તે કરતાં ૩૦ માઇલ વડોદરા ભણી નજીકમાં ભેગી થઈ. ત્યારે તે સ્થળ વડોદરેથી કેટલું વેગળું હશે? અને દરેક ટ્રેન એક અવરમાં કેટલું ચાલતી હશે ?

(૮૭) **અ**, **બ**, **ક**, ને **ડ** નો સહીઆરો વેપાર છે. **અ**ના ભાગના $\frac{૨}{૩}$ તે **બ** ના ભાગના $\frac{૧}{૨}$ ની. **ક** ના ભાગના $\frac{૩}{૪}$ ની, ને **ડ** ના $\frac{૫}{૮}$ ની બરોબર છે. અને **અ** નો ભાગ **બ** ના ભાગથી ૩૨૫૦ ઓછો છે. ત્યારે દરેકનો ભાગ કેટલાનો હશે?

(૮૮) ૨૫૦ રૂ. ૨૯૨ દિવસ લગી વ્યાજે મૂક્યા. તેમાંથી ૧૪૦ રૂ. વ્યાજ મળ્યું, તો વ્યાજનો દર શો ?

(૮૯) રૂ૩૦૦ નો કેટલોક માલ ખરીદ્યો, તેમાંથી અરધો સેકડે ૧૦ ટકા મળે એ રીતે વેચ્યો. ત્યારે બધા ઉપર સેકડે ૨૦ ટકા મેળવવાને બાકીનો કેટલે વેચવો ?

(૯૦) રૂ૨૫૦૦ નો માલ ખરીદ્યો. તેમાંથી ૩ મહિના આખરે તે માલના $\frac{1}{5}$ રૂ૫૨૦ એ વેચ્યો; બાકી રહ્યો તેનો $\frac{1}{4}$ ચાર મહિનાની આખરે રૂ. ૫૫૦ એ વેચ્યો; તેથી બાકી રહ્યો તેનો $\frac{1}{3}$ ૭ મહિનાની અંતે રૂ૫૭૫ એ વેચ્યો; અને તેથી બાકી રહ્યો તેનો $\frac{1}{2}$ નવ મહિનાની આખરે રૂ૬૦૦ માટે વેચ્યો, અને ૧૨ મહિનાની આખરે બાકીનો બધો રૂ૬૨૦ એ વેચ્યો. હવે પહેલા ચાર વેચાણથી જે નાણાં આવ્યાં તેમનું દોકડા લેખે વ્યાજ ગણતાં બધો માલ વેચાઈ ગયો ત્યારે દર સેકડે શો નફો પડ્યો?

(૯૧) અ ને બ મળીને એક હોડી ૧૮ દિવસમાં તૈયાર કરે, અને ક ની મદદ હોય તો ૧૧ દિવસમાં થાય. ત્યારે ક એકલાને તે કરતાં કેટલા દિવસ લાગશે?

(૯૨) સને ૧૮૦૧ થી તે ૧૮૧૧ સુધીમાં એક શેહેરની વસ્તી સેકડે ૨૪$\frac{1}{2}$ વધી, અને છેલ્લા વરસમાં ત્યાં ૧૦૨૯૮૭ માણસની વસ્તી હતી; તો ૧૮૦૧ ની સાલમાં વસ્તી કેટલી હશે ?

(૯૩) માર્ચની ૧ લી એ ૧૩૦૬ રૂ. મેં કરજે કહાડ્યા. અને ૧૮ મી ઓક્ટોબરે વ્યાજ સુધાં મેં રૂ૧૩૨૫–૪–૦ આપ્યા તો મેં દર વરસે દર સેકડે કેટલે વ્યાજે એ રૂપિયા આણેલા?

(૯૪) $\frac{.૫૩૪૪.૪૬૫૮}{.૦૧૩૮}$ − ૧$\frac{2}{3}$ ને સાદા રૂપમાં લાવો.

(૯૫) બે માણસનું કેટલુંક ભેગુ ભંડોળ છે અને પોતાના ભાગના $\frac{2}{3}$ ને $\frac{3}{4}$ અનુક્રમે તેઓએ વ્યાજે મૂક્યા. અને પહેલા પાસે જે બાકી રહ્યું હતું તેનો $\frac{4}{5}$ તે બીજા પાસે જે હતું તેના $\frac{2}{3}$ ની બરોબર છે અને બંને પાસે જે રહ્યું હતું તેની બાદબાકી રૂ. ૯૦ છે તો દરેકનું ભંડોળ કેટલું ?

(૯૬) $\frac{1}{\sqrt[3]{11}}$ અને $\frac{\sqrt[3]{7}}{\sqrt{9}}$ ની કીમત ખોળી કહાડો ?

(૯૭) એક લાકડાના $\frac{૧}{૫}$ની કીમત રૂ $\frac{૨}{૩}$ છે, અને તેના $\frac{૩}{૪}$ની કીમત એક પાટીઆના $\frac{૧}{૨૪}$ની બરાબર થાયછેતો ૧૦૦ પાટીયાનું મૂલ શું?

(૯૮) કેટલા રૂપિયાને ૧૦ આનાની તેરીખે સાદા બ્યાજે મૂકવાથી રૂ૧૨૫૬-૧૦-૮ થાય?

(૯૯) ૬ ટકાને બ્યાજે ચક્રવૃદ્ધિ બ્યાજ પ્રમાણે ગણતાં વરસે રૂ ૫૦૦૦નું વર્ષાશન છે તેને ત્રણ વરસે કેટલા રૂપીઆ મળશે?

(૧૦૦) એક દારૂ વેચનારે ૮ રૂપીએ ડઝન (બાર) દારૂના સીસા ખરીદ્યા. તે કેટલી કીમતે દઝન વેચે કે તેને રૂ ૧૦૦૦ ના વેચવાથી જેટલો નફો રહે, તેટલા રૂપીઆ દસ દઝન વેચવામાં પેદા થાય. (વેચાણ નફા સાથે)

(૧૦૧) ૮ સિપાઇને ૬ ખારવા મળીને ૨૪૦ ઘનફુટ જમીન ૫ દિવસમાં ખોદી રહે. અને ૧૨ ખારવાને ૧૨ સિપાઇઓ ૫૮૮ ઘનફીટ જમીન ૭ દિવસમાં ખોદી રહે. જો ૧૮ ખારવાને શિપાઇઓ મળીને ૧૧૮૮ ઘનફીટ જમીન ૧૧ દિવસમાં ખોદી રહ્યા તો તેમાં સિપાઇ કેટલા હશે?

(૧૦૨) ૧૦ વરસ લગી વરસે રૂ ૧૦૦૦ પેનશન મળવાનું તેની હાલ કીમત કેટલી કહેવાય? સાદે બ્યાજે ૫ ટકા લેખે બ્યાજ.

(૧૦૩) ૯ ઘોડાને ૭ ગાયની કીમત ૬ ઘોડાને ૧૩ ગાયની બરોબર છે, અને એક ગાયની કીમતના $\frac{૫}{૬}$ તે એક ઘોડાની કીમતના $\frac{૬}{૧૨}$થી રૂ. ૮૦ વધારેછે. તો દરેકની કીમત શી?

(૧૦૪) કોઇ માણસને ૧લી મેએ રૂ. ૧૦૦૦ દેવા થવાના છે. તો તેણે રૂ. ૭૫૦ કઈ તારીખે આપવા કે જેથી બાકીના રૂ૨૫૦ અકટોબરની ૧લી તારીખ લગી રાખી શકે?

(૧૦૫) અ, બ, ને ક, જુદા જુદા એક કામ કરે તો અનુક્રમે ૪, ૬, ૧૦, દિવસમાં કરી રહે. તે દરેક અનુક્રમે ૧, ૨ ને ૩ દિવસ લગી કર્યું; તો બાકીનું પુરૂ કરવાને બધાને કેટલા દિવસ લાગશે?

(૧૦૬) ૩ ટકા બ્યાજની ૯૦$\frac{૩}{૪}$ના ભાવની પૌં. ૧૮૧૫૦ની લોનોનો ભાવ ૯૧ થઈ ગયો ત્યારે તેણે તે લોનો બદલે ૩॥ ટકા બ્યાજની ૯૭॥ ના ભાવની લોનો લીધી તો એથી એની વાર્ષિક આવકમાં શો ફેરફાર થયો ?

(૧૦૭) અ ની ઉમર ૫૦ ની ને તેના છોકરાની ૨ વરસનીછે, તો છોકરાની ઉમરની ચોગણાઇ બરાબર અની ઉમર ક્યારે થશે?

(૧૦૮) એક વોહોરાએ ૯૦ જોડ પગનાં ને હાથનાં ઉંચાં મોજાં ૧૨૫ રૂ. એ વેચ્યાં. પગનાં મોજાંની જોડ રૂ. ૧॥ અને હાથનાં ૧॥ રૂ. એ વેચ્યાં તો દરેક જાતનાંની સંખ્યા કેટલી?

(૧૦૯) **અ** ને **બ** મળીને એક કામ ૧॥ દિવસમાં કરી રહે છે **અ** ને **ક** તેજ કામ ૨ દિવસમાં, અને **બ** ને **ક** ૩ દિવસમાં રહેછે ત્યારે જો ૧૨ આના એ કામને માટે આપ્યા તો દરેક માણસને રોજની મજુરી શી મળી?

(૧૧૦) એક કામ ૪૫ દિવસમાં ૩૫ માણસો કરી શકે, અને દર પંદર દિવસે તે માણસોમાંના ૭ જણ જતા રહે છે તો એ કામ કરવાને કેટલી મુદત લાગશે?

(૧૧૧) તરત મુદતે હુંડી વટાવનાં એક રૂપીઆના ૨ શી. લંડનમાં ઉપજે ને ૬ મહિના પછીના ૨ શી. ૨ પે. ઉપજે તો આ બીજી રીતે દર વરસે દર સેકડે શું વ્યાજ પડ્યું?

(૧૧૨) **ક**ના કરતાં **અ** ૧૫ વરસે નાનો છે, અને તે **બ** થી ૬ વરસે મોટો છે. ૧૨ વરસ અગાઉ **બ**ની ઉમરથી તેની ઉમર બમણી હતી. ત્યારે તે દરેકની ઉમર કેટલી?

(૧૧૩) **અ બ ક** ડ એ ચાર જણે રૂ. ૫૦) આપવા કરી એક ચરો રાખ્યો. તેમાં **અ** ના ૭ ઢોર, **બ** ના ૮, **ક** ના ૯, ને ડના ૧૦ ચરેછે તો દરેક જણે પોતાના ભાગ બદલ શું આપવું?

(૧૧૪) $\frac{૧}{૩}$× (રૂ. ૨$\frac{૧}{૨}$+૮$\frac{૧}{૪}$ આ.) અને $\frac{૧}{૨}$× (રૂ. ૧·૩+.૦૯ આ.) નો સરવાળો કરો.

(૧૧૫) એક કામના $\frac{૫}{૬}$ કરતાં **બ** ને જેટલો વખત લાગે તેટલોજ વખતના $\frac{૨}{૩}$ માં **અ** તે કામનો $\frac{૧}{૪}$ કરી શકે છે અને **ક**ને તે કામથી હોહું એક બીજું કામ કરતાં જેટલો વખત લાગે તે વખતના $\frac{૧}{૨}$માં **બ** પેહેલા કામના $\frac{૧}{૬}$ કરી શકેછે. હવે જો **ક** પેહેલું કામ ૬ અવરમાં કરે તો તે કામ **બ** તથા **અ** મળીને કેટલા દિવસમાં કરી શકશે ?

(૧૧૬) સવારના ૭ વાગે એક માણસ અમદાવાદથી નીકળ્યો તે કલાકે ૧$\frac{૨}{૩}$ ગાઉ ચાલે છે. વળી ત્રણ કલાક પછી બીજો માણસ તેજ જગ્યાએથી નિકળ્યો તે કલાકે ૨$\frac{૧}{૨}$ ગાઉ ચાલે છે ત્યારે એ બીજો માણસ પહેલાને ક્યારે અને કેટલા ગાઉ ગયા પછી પકડશે?

(૧૧૭) સવારના ૮ વાગે એક માણુસ અમદાવાદથી વડોદરે જવા નિકળ્યો. વળી બે કલાક પછી તેજ જગાએથી તેને પકડવાને બીજો માણુસ નિકળ્યો. પહેલો માણુસ ૧ મિનિટમાં ૮૦ ડગલાં ચાલે છે અને બીજો ૯૦ ચાલે છે. પહેલાનું એક ડગલું ૨½ ફુટ છે, અને બીજાનું ૨¾ ફુટ છે. ત્યારે તે બીજો માણુસ પહેલાને ક્યારે અને કેટલે અંતરે પકડશે?

(૧૧૮) અમદાવાદ અને સુરતની વચ્ચે ૧૫૦ માઈલનું અંતર છે. **અ** સવારના ૭ વાગે અમદાવાદથી સુરત જવા સારૂ નિકળ્યો તે દર કલાકે ૩¾ માઈલ ચાલે છે; અને તેજ દિવસે સવારના ૯ વાગે **બ** સુરતથી અમદાવાદ આવવા નિકળ્યો, તે કલાકે માઇલ ચાલે છે. ત્યારે તે બે એકઠા થશે ત્યાં સુધી દરેકને કેટ-કેટલું ચાલવું પડશે?

(૧૧૯) એક બેટનો ઘેરાવો ૨૯ ગાઉ છે. તેની પ્રદક્ષણા કરવાને ૩ માણુસો એકજ વખતે એક ઠેકાણેથી નિકળ્યા. તેમાં પહેલો એક કલાકમાં ૩, બીજો ૫ અને ત્રીજો ૭ માઈલ ચાલે છે. ત્યારે તે બધા ફરીને ક્યારે એકઠા થશે?

(૧૨૦) **અ**, **બ**, ક, ડ એ ચાર માણુસો એકજ વખતે અને એકજ જગાએથી નગર પ્રદક્ષણા કરવા નિકળ્યા. તેમાં **અ** ૫ દિવસને ૨૦ કલાકે, **બ** ૭ દિવસ ૧૪ કલાકે, **ક** ૧૦ દિવસ ૨૦ કલાકે અને ડ ૧૮ દિવસ ૨૩ કલાકે એક એક પ્રદક્ષણા પુરી કરે છે. ત્યારે દરેક કેટલી પ્રદક્ષણા કરેતો બધા ફરીને તેજ ઠેકાણે એકઠા થાય?

(૧૨૧) એક ઘડીઆળને ત્રણ કાંટા છે, ૧લો ૧ દિવસમાં ફરી રહેછે, બીજો ૩૦ દિવસમાં ફરી રહે છે, અને ત્રીજો ૩૬૫ દિવસમાં ફરી રહે છે એ ત્રણે એકઠાછે, તો ફરીને એકઠા થાય ત્યાં સુધીમાં કેટલો વખત જોઇએ?

(૧૨૨) એક માણુસે પોતાના મોટા છોકરાને પોતાની પુંજીના $\frac{४४}{९७}$ આપ્યા, બીજાને $\frac{३५}{९७}$, અને ત્રીજાને બાકી રહ્યું તે સૌ આપ્યું. પહેલાને બીજાના ભાગમાં તપાસી જોતાં રૂ. ૫૦૦૦ નો તફાવત માલમ પડચો ત્યારે દરેકને શું મળ્યું હશે?

(૧૨૩) એક માણુસે પુછ્યું કે કેટલા વાગ્યા ત્યારે બીજાએ જવાબ દીધો કે બાર ઉપર જેટલા વાગ્યાછે તે, હવે પછી મગ-

રાત થવામાં જેટલા બાકીછે તેના ⅔ છે તો તે વખત કેટલા વાગેલા ?

(૧૨૪) એક સહીઆરા વેપારમાં **અ** ને ૧૬૦૦ રૂપીઆ અને **બ** ને ૧૩૦૦ રૂપીઆ નફો મળ્યો; અને **અ**ની મુડી **બ**ના કરતાં ૧૭૫૦ રૂપીઆ વધારે હતી ત્યારે દરેકની મુડી કેટકેટલી હશે?

(૧૨૫) **અ** ૬ મહિનામાં **૧૨૦ રૂ. બ ૫** મહિનામાં ૧૫૦ રૂ. અને **ક** ૯ મહિનામાં **૨૧૦** રૂ. કમાયો. તો બધાની મળીને પુંજી કેટલી? **ક** નો ભાગ ૪૦૦ રૂ. હતો એમ માલમ પડેછે.

(૧૨૬) **અ** ને **બ** વચ્ચે **૧૩૧** રૂ. **બ** ને **ક** વચ્ચે ૧૨૬ રૂ. અને **અ** ને **ક** વચ્ચે રૂ. ૧૧૮–૪–૦ મળ્યા ત્યારે દરેકને શું મળ્યું ?

(૧૨૭) **અ**, **બ**, ને **ક** એક ખેતર ૧૨ દિવસમાં ખેડેછે; **બ** **ક** ને **ડ** ૧૪ દિવસમાં; **ક**, **ડ**, ને **અ** ૧૫ દિવસમાં; અને **ડ**, **અ**, ને **બ** ૧૮ દિવસમાં ખેડી રહેછે. ત્યારે બધા મળીને કેટલા દિ. માં અને એકેક જણ કેટલા દિવસમાં ખેડી રહેશે?

(૧૨૮) એક લાકડું ૧૩૫ હાથનું પડ્યું છે તેની સામસામેના છેડાથી બે માણસે એકબીજાને પકડવાને એકજ વખતે દોડવા માંડ્યું. **અ** ૪ સેકંદમાં **૧૧** હાથ ને **બ** ૬ સેકંદમાં **૧૭** હાથ જાય છે. તો તેઓ ભેગા થાય ત્યાં સુધીમાં દરેક કેટલા આંટા ફરશે.

(૧૨૯) **અ**, **બ** ને **ક** એકજ જગાએથી અને એકજ દિશામાં એક બેટની આસપાસ ફરવા નિકળ્યા. બેટ ૭૩ માઈલ ઘેરાવાનો હતો અને **અ** રોજ ૬ માઈલ, **બ** ૧૦, ને **ક** ૧૬ માઈલ ચાલે છે; તો કેટલી મુદતે તેઓ મળશે.

(૧૩૦) એક માણસે પોતાની ટોપલીમાંના ફળ બબે, ત્રણત્રણ, ચારચાર, પાંચ પાંચ ને છ છ ગણવા માંડ્યાં ત્યારે દરેક વખતે એક એક વધ્યું. પણ જ્યારે સાત સાત ગણવા માંડ્યાં ત્યારે કાંઈ ન વધ્યું ત્યારે તે ફળ કેટલાં હશે?

(૧૩૧) ૪ પુરૂષ અથવા ૪ સ્ત્રીઓ એક કામ ૫૬ દિવસમાં કરેછે તો એક પુરૂષને એક સ્ત્રી મળીને કેટલા દિવસમાં તે કામ કરીરહે?

(૧૩૨) જો ૮ દાડેમ ૩૦–૪–૪ વેચે તો સેકડે ૮⅓ નફો મળે ત્યારે ૩૦–૧–૬નાં ત્રણ લેખે વેચવાથી સેકડે શું મળશે?

(૧૩૩) **અ** ને **બ** એ બે જણે રૂ. ૪૨૫માં એક બીડ રાખ્યું. તેમાં **અ** નાં ૨૪ ઘોડાં ત્રણ દિવસ, ને **બ**નાં ૯૬ ઘેટાં પાંચ દિવસ ચરે; ત્યારે કોને કેટલા રૂપીઆ આપવા પડશે. ૪ ઘેટાં બરોબર ૧ ઘોડો ખાય છે.

(૧૩૪) એક નદીને આ પારથી પેલે પાર જતી વખતે ૧ કલાકે ૩$\frac{૧}{૨}$ મૈલ એક વહાણ ચાલે છે, ને આવતી વખતે ૧ કલાકે ૪ મૈલ ચાલે છે. ૫ કલાકમાં તે જઇને પાછું આવ્યું ત્યારે તે નદીની પહોળાઇ કેટલી?

(૧૩૫) એક ખેતર ૪૦ ગજ લાંબું ને ૪૦ ગજ પહોળું છે, તેને ફરતી તે ખેતરની બહાર વાડ કરવી છે. ૧ ગજ લાંબી ને ૧ ગજ પહોળી વાડમાં ૪૮ થોર જોઇએ છીએ, અને ૯૦૦ થોરની કીમત ૨$\frac{૧}{૨}$ રૂપિઆ પડે છે. ત્યારે બધી વાડનું શું પડશે?

(૧૩૬) એક પેટી છે તે બે ગજ લાંબી ૨ ગજ પહોળી ને ૨ ગજ ઉંચી છે તેની બહારની બધી બાજુએ મશરૂ જડવો છે તે એક ગજ પહોળાઇનો મળે છે ને ગજને માથે રૂ, ૨॥ પડે છે તો મશરૂનાં કેટલું ખર્ચ થશે?

(૧૩૭) એક હોજને ત્રણ નળ છે, બે નળમાંથી પાણી આવે છે ને ત્રીજામાંથી જાય છે. આવવાના નળમાંથી એક નળ ઉઘાડો મૂકીએ તો ૨૦ મિનિટમાં તે ભરાય છે. બીજો ઉઘાડો મૂકીએ તો ૫૫ મિનિટમાં ભરાય છે. ત્રીજો નળ ઉઘાડો મૂકીએ તો બધું પાણી ૨૫ મિનિટમાં ખાલી થઇ રહે છે. ત્યારે એ ત્રણે સાથે ઉઘાડા મૂકીએ તો તે હોજ કેટલી મિનિટમાં ભરાશે?

(૧૩૮) એક ગોળ ખેતરનો ફરતો ઘેરાવો ૫૩૬ યાર્ડ છે. હવે ખેતરની સામસામેની બાજુએ અ ને બ. બે કાસદ ઉભા હતા તે બે જણે બરોબર વખતે ચાલવા માંડ્યું. અ એક મિનિટમાં ૧૧ યાર્ડ ને બ ૩ મિનિટમાં ૩૪ યાર્ડ ચાલે છે. ત્યારે ઉતાવળે ચાલનારની કેટલી પ્રદક્ષણા થશે ત્યારે ધીમાને પકડશે?

(૧૩૯) એક રૂપિઆનું પાંચ શેર લઇને ૬ શેર વેચ્યું તેમાં પાંચ રૂપિઆ ખોટ ગઇ ત્યારે વેપાર કેટલાનો?

(૧૪૦) ૧ મૈલ ઉંચા પર્વતના શિખર ઉપરથી એક તોપનો ગોળો ફોડયો તો એક સીધી લીટીમાં એ પર્વતની તળેટીથી ૩ મૈલ જઇને પડયો, ત્યારે એ ગોળો કેટલું ચાલ્યો. અને દરેક મિનિટે ૨૧૫ યાર્ડ વેગ ઓછો થાય અને ૬ મિનિટમાં પડે તો પહેલા તથા છેલ્લા મિનિટમાં તેનો વેગ કેટલો?

(૧૪૧) ૨૦ રૂપિઆ અને ૧૧ શિલિંગનું ૩૯$\frac{૧}{૪}$ શેર રૂ આવે તો ૨ મણ ૧૦ શેર રૂ લેવાને ,૧૭ શિલિંગ ઉપરાંત કેટલા રૂ. આપવા પડે?

(૧૪૨) એક ખેતરમાં એક વરશે ૧૫૦ બેડીયાં ઘઉં થયા, તે ૪૮રૂ. એ બેડીઆને ભાવે વેચ્યા. બીજે વરસે ઘઉંનો દર ૩૬ રૂ. એ બેડીયું થયો પણ તે વરશે પાક સારો થવાથી પહેલા વર્ષના જેટલીજ આવક થઈ. ત્યારે બીજે વરશે ઘઉં કેટલા પાક્યા હશે?

(૧૪૩) એક માણસને ગુજરાત રેલવે કંપનીમાં રૂ.૧૦૦ નો એક એવા ૫૦ શેર હતા. તે તેણે ૧૭૦રૂ. ને ભાવે વેચીને જે પૈસા ઉપજ્યા તેની ૩॥ ટકા વ્યાજની ૯૩$\frac{1}{2}$ ના ભાવની લોનો લીધી ત્યારે તેને દર વરશે કેટલા રૂપિઆ વ્યાજ ઉપજશે?

(૧૪૪) ૩ શેર ચાની કીમત ૯ શેર કાફીની કીમતની બરોબર છે અને ૬ શેર કાફીની કીમત ૨૦ શેર સાકરની કીમત બરોબર છે. ત્યારે ૯ શેર ચાની કેટલી સાકર આવશે?

(૧૪૫) ઘઉંનો એક દાણો વાવવાથી ૧૦ દાણા ઉત્પન્ન થાયછે. અને ૭૫૮૦ ઘઉંના દાણાનું વજન ૧ શેર થાય છે, તો ૧ દાણા ઉપરથી દશ વરસમાં કેટલા ઘઉં પાકશે? વરસ દહાડામાં એક વખત પાક ઉતરે છે અને પાછલા વરસમાં જેટલા ઉત્પન્ન થાય તેટલા બધા ઘઉં વાવવામાં આવે છે.

(૧૪૬) સેન્ટીગ્રેડ નામે એક પ્રકારનું ઉષ્ણતામાપક યંત્ર છે તેમાં ૦ અંશ ઉપર પારો હોય ત્યારે પાણી થીજે, અને ૧૦૦ અંશ ઉપર હોય ત્યારે ઉકળે છે. તેમજ ફ્રારનહાઇટ કરીને એક બીજા પ્રકારનું ઉષ્ણતામાપક યંત્ર છે તેમાં ૩૨ અંશ ઉપર પારો હોય ત્યારે પાણી થીજે. અને ૨૧૨ અંશ ઉપર હોય ત્યારે પાણી ઉકળે. ત્યારે ફ્રારનહાઈટના ૬૮ અંશ બરોબર શેન્ટીગ્રેડના કેટલા અંશ થશે?

(૧૪૭) ૨॥ રૂ. એ મણના ભાવનું ૧૫ મણ દુધ લીધું. તેમાં પાણી મેળવીને તે મિશ્ર ૨ રૂ. એ મણ વેચ્યું હોય તો પાણી કેટલું મેળવ્યું?

(૧૪૮) રૂ૧૦૦ ની હુંડી ૧૫ દિવસે પાકવાની છે. તેના દોઢ દોકડા લેખે મુદત કાપીને હાલ રૂ૯૭ા લીધા. તો વાસ્તવિક હાલ જેટલુ મળવું જોઈએ તે કરતાં ઓછું શું મળ્યું?

(૧૪૯) એક દુકાનદાર ૫॥ રૂ. એ હજાર કેળાં વેચે તો તેને મૂળ કીમતનાં $\frac{3}{8}$ નફો થાયછે. ત્યારે જો તે ૬॥ રૂ. એ હજાર વેચે તો તેને મૂળ કીમત ઉપર કેટલો નફો થાય, અને સેકડે કેટલો થાય?

(૧૫૦) ૩ા રૂ. ની કીમતની એક ચોપડી વેચવાની છે. તેમાં વેચવા બદલ સૈકડે ૬ ટકા કમીશન આપવાનું છે, અને સૈકડે ૨૪ ટકા નફો મેળવવો છે તો તે ચોપડી કેટલે વેચવી ?

(૧૫૧) ૧૦ પુરૂષ ૧૩ સ્ત્રિઓ અને ૨૫ છોકરાને ૧૫ રૂ. વહેંચી આપો. એવી રીતે કે દર પુરૂષને દર સ્ત્રિથી બમણું મળે, અને દર છોકરાને દર સ્ત્રિથી અડધું મળે.

(૧૫૨) એક ગૃહસ્થે દેવાળું કહાડ્યું ત્યારે તેની રૂ.૧૦૦૦ની મિલકત શાહુકારને તેમના કર્જના પ્રમાણમાં વહેંચી આપી. એવી રીતે કે અનુ કર્જ : બના કર્જ :: ૨ : ૩; બનુ કર્જ : કના કર્જ :: ૪ : ૫; અને કનુ કર્જ : ડના કર્જ :: ૬ : ૭; ત્યારે દરેક જણને ભાગ શું આવ્યું હશે?

(૧૫૩) ૨૦ રૂ. એ તોલાના શુદ્ધ સોનામાં ૮ આને તોલાનો ભેગ ઘાલીને ૭ા તોલા મિશ્રનો એક દાગીનો કરાવ્યો. તેમાં ૨૪ ભાગે ૧૮ ભાગ શુદ્ધ સોનું હતું અને બાકીનો ભેગ હતો. અને તે દાગીનો કરવાની મજુરી સેંકડે ૨૫ રૂ. આપીતો તે દાગીનાનું એકંદર ખરચ શું ?

(૧૫૪) એક લાકડું ૧૨૩ હાથ ૯ તસુ લાંબુ ૨ હાથ ૪ તસુ પહોળું, અને ૧૧ હાથ જાડું છે તેનું ઘનફળ કેટલું?

(૧૫૫) હિંદુ લોકો એક ગોળના પરીઘના ૩૬૦ મા ભાગને અંશ કહેછે; અને ફ્રેન્ચ લોકો ૪૦૦ મા ભાગને અંશ કહેછે; ત્યારે ૩૬.૪૫ અંશ હિંદુના, અને તેટલાજ ફ્રેન્ચના અંશ એ બેના સરવાળા બરોબર ફ્રેન્થના કેટલા અંશ થશે, અને હિંદુના કેટલા અંશ થશે ?

(૧૫૬) આઠ મહિને રૂપિઆ આપવાનો કરાર કરીને એક માણસે રૂ૧૫૬ માટે એક ઘોડો લીધો; પણ માલિકને રૂપિઆની જરૂર પડી તેથી તેણે દર વરસે દર સેંકડે ૪ા રૂ. પ્રમાણે વેપારીની રીતે મુદત કાપી આપીને રોકડા રૂપિઆ લીધા. પછી ખરીદ કરનારે તરતજ તે ઘોડો રૂ૧૮૦ માટે વેચી નાખ્યો તો તેને સેકડે નફો કેટલો અને એકંદર નફો કેટલો?

(૧૫૭) પાંચ આનાની તેરીખે ૩૫૦ રૂ. ના એક વરસના વ્યાજમાં અને ૪ા આનાની તેરીખે, રૂ.૪૫૦ ના એક વરસના વ્યાજમાં ફેર કેટલો?

(૧૫૮) એક ઓરડો ૩૫ હાથ લાંબો, અને ૧૫ હાથ પહોળો છે. તેમાં છતની આસપાસ પોણો હાથ પહોળાઈની ઝુલ કરાવી. તેનું ખરચ ૧૯૪રૂપિઆ થયું, ત્યારે દર ચોરસ હાથ ઝુલનું શું બેઠું હશે?

(૧૫૯) ૪ મહિના પછી ૨૫૨૫ા રૂ. ની હુંડી પાકવાની છે. તેમાંથી વેપારીની રીતે મુદત કાપીને હાલ ૩૨૪૯ા~ાા લીધા તો મુદત શા પ્રમાણે કાપી હશે?

(૧૬૦) એક માણસના પાસે ૪૪૧૦ રૂ. હતા તેનું વ્યાજ દર વરસે દર સેકડે ૫ રૂ. પ્રમાણે આવે એવું હતું. પણ એમ ન કરતાં એણે ૭૦ ના ભાવની ૩ાા ટકા વ્યાજ ઉપરે એની નોટો લીધી એ નોટોનું વ્યાજ પાંચ વરસ લીધા પછી તેણે તે બધી ૭૫ ને ભાવે વેચી મારી, તો આ પ્રમાણે કરવાથી સેંકડે પાંચ ટકા લેખે સાદે વ્યાજે મૂક્યા કરતાં, કેટલો નફો થશે?

(૧૬૧) દર મહિને દર રૂપિએ પા આના પ્રમાણે કોઈ માણસને દર મહિને ૧૫૪ રૂ. વ્યાજ આપવું પડેછે, તો તે માણસને કર્જ કેટલું હશે?

(૧૬૨) એક માણસને દર વરસે દર સેંકડે ૫ રૂ. પ્રમાણે રૂ૧૦૦ સાદે વ્યાજે મુક્યા. વીશ વરસની અંતે વ્યાજ મુદલ એકઠું કરીને ફરી તેજ દરે સાદે વ્યાજે મૂક્યા. એ પ્રમાણે વીશ વરસની આખરે વ્યાજ મુદલ એકઠું કરીને સાદે વ્યાજે મુક્યા તો રૂ ૧૦૦૦૦ ની રાસ થવાને કેટલી મુદત જોઇએ?

(૧૬૩) સાદા વ્યાજે ૧ પૌંડની રાસ પાંચ વરસમાં ૧ ગિની થાય તો દર વરસે દર સેંકડે શું વ્યાજ હશે?

(૧૬૪) એક કારખાનામાં ૫૦ પુરૂષ, અને ૩૫ છોકરાં કામે લગાડેલાં હતાં. પુરૂષ દર રોજ ૧૨ કલાક, અને છોકરાએ દરરોજ ૮ કલાક કામ કરવું એવો ઠરાવછે, તેને બદલે પુરૂષને એક કલાકના ૬ પેન્સ અને છોકરાને ૨ પેન્સ મળેછે. તેઓ અઠવાડીઆમાં ૫ાા દિવસ કામ કરેછે. તો તે બધાની થઇને એક વરસની મજુરીનું શું મળ્યુ હશે?

(૧૬૫) કોઇ માણસે દર વરસે દર સેકડે ૩ાા રૂ. પ્રમાણે કેટલાક રૂપિઆ વ્યાજે લેઇને, તે દર વરસે દર સેકડે ૫ રૂ. પ્રમાણે વ્યાજે આપ્યા. પોતે વરસ દહાડે વ્યાજ ચુકવી આપેછે, અને પોતાના દેણુદાર પાસેથી છ છ મહિને વ્યાજ ચુકવી લેછે. આ પ્રમાણે ક-

રતાં તેને રૂ ૨૦૦ નફો રહે છે તો તેણે કેટલા રૂપિયા વ્યાજે કહાડયા હશે?

(૧૬૬) અમદાવાદ અને સુરત વચ્ચે ૧૨૦ મૈલનું અંતર છે. અમદાવાદથી એક માણસની અને એક ભારખાનાની એવી બે ગાડીઓ નિકળી. મનુષ્યની ગાડી દર કલાકે ૨૪ મૈલ જાય છે, અને અને ભારખાનાની ૫૦ મિનિટમાં ૧૫મૈલ જાયછે. માણસની ગાડી બાર ઉપર બે વાગતાં નિકળી ત્યારે ભારખાનાની ગાડી કઈ વખત નિકળે તો તે બે રસ્તામાં એકઠી ન થતાં એકે વખતે સુરતમાં આવી મળે?

(૧૬૭) ૭૩૦૦ સ્વારોની ૪ ટોળીઓ છે, તે એવી કે મહેલીનો $\frac{1}{2}$, બીજીના $\frac{2}{3}$, ત્રીજીના $\frac{3}{4}$, ચોથીના $\frac{4}{5}$, એ બધા સરખા સ્વારો થાય ત્યારે દરેક ટોળીમાં કેટલા સ્વાર હશે?

(૧૬૮) એક ખેતરની પહોળાઈ ૧૨૦ ગજ છે અને લંબાઈ ૨૦૦ ગજ છે. તેને વાડ કરાવવી છે. એક માણસ દર રોજ ૬ ને બીજો ૯ ગજ વાડ કરે છે. તો કેટલા દિવસમાં વાડ પુરી થશે. અને તેમની મજુરીને પેટે રૂ ૧૫ આપ્યા તેમાંથી દરેકને શું મળશે?

(૧૬૯) એક સુતારે ૪ પાટીઆં લીધાં તે બધાની લંબાઇ ૫૦ ગજ હતી. તેમાં પહેલા કરતાં બીજાની બમણી, ત્રીજાની ત્રમણી, ને ચોથાની ચોગણી લંબાઈ હતી તો દરેકની લંબાઇ કેટલી?

(૧૭૦) એક માણસે ૧૫ મણ બાજરી એક ભાવે વેચી. ફરીને તેજ ભાવે ૨૧॥ મણ બાજરી વેચી તેમાં તેને રૂ ૮-૧૦-૮ વધારે મળ્યા તો તે શા ભાવે વેચી હશે?

(૧૭૧) એક માણસે ૧૨૭ તોલા ચાંદીનાં સાંકળાં ઘડવા આપ્યાં. તેનો ઘાટ થયા પછી આંકાવ્યાં ત્યારે માલમ પડયું કે ચોખા રૂપાનો ૨૦ મો ભાગ ભેગ છે, અને ભેગનો ૬ઠ્ઠો ભાગ જસ્તી છે, ત્યારે ચોખું રૂપુ, ભેગ અને જસ્તી કેટલી?

(૧૭૨) એક માણસને ૨૫૦ ગાઉની મુસાફરી ૫ દિવસમાં કરવાની હતી, પણ તેને માલમ પડયું કે રસ્તાની ખરાબીને લીધે પહેલા દિવસ કરતાં બીજે દિવસે ૬, ત્રીજે દિવસે ૭, ચોથે દિવસે ૯, અને પાંચમે દિવસે ૧૩ ગાઉ ઓછુ ચલાશે. તો એણે પહેલે દિવસે કેટલું ચાલવું?

(૧૭૩) માથા દીઠ રૂ. ௦॥ લેવાનો ઠરાવ કરી એક જીઆફત કરી.

પણ તેમાં ધારવા કરતાં ૪ માણસો ઓછાં આવ્યાં તેથી બાકી-નાઓને દસ દસ આના આપવા પડયા. ત્યારે પ્રથમ કેટલાં માણસો આવવાના હશે?

(૧૭૪) રૂ. ૬॥ એ મણની કેટલીક ખાંડ લીધી, પછી રૂ. ૫॥ ના ભાવની તેનાથી ૯ મણ વધારે સોપારીઓ લીધી તો માલમ પડયું કે સોપારી કરતાં ખાંડમાં રૂ. ૦॥ વધારે બેઠો ત્યારે ખાંડ કેટલી ને સોપારી કેટલી?

(૧૭૫) **અ** અને **બ** દરેક જણ વરસે રૂ. ૪૦૦) કમાયછે દર વરસે **અ** કરતાં **બ** રૂ. ૪૦ વધારે ખરચ કરેછે. ૪ વરસ પછી માલમ પડયું કે બંનેએ મળીને જે બચાવ્યું હતુ તે એક જણની ૧ વરસની પેદાસ બરોબર છે તો દરેકનું વાર્ષીક ખરચ શું?

(૧૭૬) એક માણસ પાસે રૂ. ૧૬૦ ના બે ઘોડાછે તેમાં પહેલા કરતાં બીજાની કીમત રૂ. ૫૦) વધારે છે. પહેલો ઘોડો સેકડે ૧૦ ટકા ખોટ ખાઇને વેચ્યો ને બીજો સેકડે ૮ ટકા નફો લઇને વેચ્યો, તો એને કેટલો નફો અથવા તોટો થયો!

(૧૭૭) એક વિઘે ૧૦ આના પ્રમાણે એક ખેતરની કાપણી કરવાનું અએ માથે લીધું પણ તેણે ૬ વિઘાં ન કર્યું તેથી તેને ફક્ત રૂ ૨૦-૧૦ આના૭ મળ્યા તો તે ખેતર કેટલાં વિઘાંનું હશે?

(૧૭૮) **અ** અને **બ** રમવા બેઠા. **બ**ના $\frac{2}{3}$ જેટલા **અ** પાસે પૈસા હતા. **અ** ૧૦ રૂ. જીત્યો ત્યારે **અ** અને **બ** પાસે સરખા થયા તો દરેક પાસે શું હશે?

(૧૭૯) એક માણસે રૂ. ૫૭ કેટલીક ગરીબ સ્રીઓ અને છોકરાને આપ્યાં. દરેક સ્રીને રૂ. ૩ અને દરેક છોકરાને રૂ. ૧ આપ્યો અને સ્રી તથા છોકરાઓની સંખ્યા ૪:૭ના પ્રમાણમાં છે તો દરેકની સંખ્યા કેટલી?

(૧૮૦) **અ** અને **બ**એ જુદો વેપાર કરવા માંડયો. **અ** કરતાં **બ** પાસે ત્રમણા રૂપિઆ હતા બંને જણને રૂ. ૫૦ નફો મળ્યો તો દરેકની મુડી ને નફો ગણીને ૭ અને ૩ ના પ્રમાણમાં થયો ત્યારે દરેકની મુડી કેટલી?

(૧૮૧) સારી જાતની ૨૦ શેર ચામાં ૩૫ શેર બીજી હલકી જાતની મેળવી તો તે મિશ્રનો ભાવ શેરને માથે રૂ. ૩-૧૦-૮ નો પડયો બંને જાતની કીમતમાં શેરને માથે તફાવત રૂ.૦-૧૪-૮ નો છે તો તે દરેક જાતની ચાની શી કીમત?

(૧૮૨) એક માણસે રૂ ૭૦૦૦૦ વ્યાજે મૂક્યા. ખરચ જોગ વરસ દહાડે ફકત રૂ. ૨૪૦૦ ઉપાડે છે, ને બાકીનું વ્યાજ ૬ ટકા લેખે દેણદારને ત્યાં ચડવા દેછે; તો ૧૬ વરશે ચક્રવૃદ્ધી વ્યાજ પ્રમાણે કેટલા રૂપિઆ મુડી સાથે થશે?

(૧૮૩) એક વિદ્યાર્થિ રોજ પહેલા દહાડાના કરતાં બે ઓળ વધારે વાંચે છે. તેને એમ માલમ પડ્યું કે એ રીતે જેટલું હું અઢાર દહાડામાં વાંચીશ તેટલુંજ પછીના ૧૪ દિવસમાં વંચાઈ રહેશે, ત્યારે એ બધા વખતમાં થઈને કેટલી લીટી વાંચશે?

(૧૮૪) **અ** અને **બ** બે માણસો દરવાજા નજીક રસ્તા ઉપર સામા સામા ઉભા છે. **અ** દરવાજા બહાર ૩૦૮ યાર્ડ દુર છે ને **બ** દરવાજા બહાર ૨૭૭ યાર્ડ વેગળો છે, બંને જણાએ એક બીજો જ્યાં ઉભો છે ત્યાં સુધી જા આવ કરવા માંડી તો કેટલી વારે બંને જણ દરવાજેથી સરખે અંતરે આવી રહેશે. **બ** ૨ યાર્ડ અને **અ** ૨$\frac{૧}{૩}$ યાર્ડ દર સેંકડે ચાલે છે

(૧૮૫) એક ફડીઆએ પોતાની બાજરીનો $\frac{૧}{૩}$ કેટલોક નફો લઇ વેચી, ને એ નફાથી બમણે નફે $\frac{૧}{૪}$, અને બાકીની ત્રગણે નફે વેચી. તો સૌ મળીને સેકડે ૨૦ ટકા નફો પડયો ત્યારે દરેક વખતે કેટલો નફો મળ્યો હશે?

(૧૮૬) એક માણસે ૧૧ શેર ચામાં ૫ શેર ઉતરતી જાતની મેળવીને મિશ્રણ રૂ. ૩-૧.૦ શેર વેચાં તો તેથી સેકડે ૧૬ ટકા નફો રહ્યો. દરેક જાતની પડેલી કીમતમાં શેરે ૦॥ રૂપિઆનો તફાવત છે તો બે જાતની તેને કેમ શેર પડી હશે?

(૧૮૭) એક માણસે ૧૧૦૦ રૂ. ૬ ટકા ભાવે ચક્રવૃદ્ધિ વ્યાજે લીધા. વ્યાજ ને મુદલ સૌ આપવાને વરસ વરસના અગીઆર સરખા હપ્તા ઠરાવ્યા. પહેલો ભાગ પહેલા વરસની આખરે આપો તો દરેક ભાગ કેટલા રૂપીઆનો હશે ?

(૧૮૮) એક ઝવેરીએ ૬૪ હીરા એક રાજાને ત્યાં વેચ્યા, તેમાં પહેલાની કીમત ઘઉંના એક દાણો, બીજાની ૨, ત્રીજાની ૪, ચોથાની ૮, ૯૦ એ પ્રમાણે બમણે ગણા વધારે દાણા લેતો ગયો. હવે ૧૦૦૦૦ દાણાનું વજન ૧ શેર થાય, અને એક શેર ઘઉંના ૫ પૈસા બેસે તો ૬૪ હીરાની તેને શી કીમત ઉપજશે?

(૧૮૯) એક કંપનીમાં એક માણસે રૂ. ૧૦૦૦૦ ભર્યા; અને પોતાના પગારમાંથી વરસો વરસ રૂ. ૧૫૦૦ આપતો ગયો તો

૧૧ વરશે એ કંપનીમાં એનો ભાગ કેટલા રૂપિઆનો થશે. ધારો કે બધું ખરચ જતાં કંપનીની કુલ પુંજી ઉપર સેકડે ૧૦ ટકા નફો વરશે દહાડે રહે છે.

(૧૯૦) ૧૦ શિ. ૬ પે. ગ્યાલનના ભાવના ૧૭ ગ્યાલન દારૂમાં બીજો ૭ ગ્યાલન જુદા ભાવનો મેળવ્યો; પછી એ મિશ્રણને ૧૩ શિ. એ ગ્યાલન વેચવાથી સેકડે ૨૦ ટકા નફો મળ્યો. તો એ બીજી જાતના દારૂનું ગ્યાલનને માથે શું પડયું હશે ?

(૧૯૧) એક વેપારી પોતાની પુંજીપર સેકડે ૫૦ ટકા નફો વરસે દહાડે પાડે છે તેમાંથી તેનું વાર્ષિક ખરચ રૂ. ૩૦૦૦ થાય છે. ચાર વરસે તેને એવું માલમ પડયું કે તેની પાસે પોતાની મૂળ પુંજી કરતાં ૪ ગણા રૂપીઆ થયા છે ત્યારે તેની પ્રથમ પુંજી કેટલાની હતી?

(૧૯૨) એક શેઠે મરતી વખત રૂ. ૧૦૦૦૦ પોતાના ૬ ગુમાસ્તાઓ વચ્ચે તેમના પગાર ને નોકરીના વરસના પ્રમાણમાં ઇનામ દાખલ આપ્યા એક જણે પાંચ વરસ નોકરી કરી હતી ને તેનો પગાર રૂ. ૧૨૦૦) હતો બે જણા ચાર વરસથી રૂ.૭૫૦) ને પગારે નોકર હતા ને બાકીના રૂ. ૬૦૦) ને પગારે બે વરસથી નોકરી કરતા હતા. ત્યારે તેમને ભાગ શું આવશે?

(૧૯૩) એક વેપારીને દર વરસે પોતાની મુડીના બમણા રૂપીઆ થવા લાગ્યા. તેમાં રૂ. ૨૪૦૦ વરસે દહાડે ખરચમાં જાય તેને ૪ વરસે એમ માલમ પડયું કે પોતાની મૂળ પુંજીના $\frac{3}{4}$ પોતાની પાસે હાલ રહેલા છે. ત્યારે વેપાર આરંભતી વખત તેની પાસે શું હશે?

(૧૯૪) ચાર ટકા લેખે ચક્રવૃદ્ધિ વ્યાજે ગણવા કરતાં સાદા વ્યાજે ૫ મહિનામાં કઈ રકમથી રૂ. ૧૦ વધારે આવશે?

(૧૯૫) $\frac{૨}{૩}-\frac{૪}{૧૫}+\frac{૮}{૪૫}\times\frac{૧૬}{૧૩૫}+\frac{૩૨}{૪૦૫}$ ઇ૦ અનંત શ્રેઢીનો સરવાળો ?

(૧૯૬) એક બેંકવાળાએ રૂ. ૧૦૦૦૦૦, ૪ ટકા વ્યાજે લઇને સેકડે ૬ ટકા લેખે મુદત કાપી આપવાની હુંડીઓમાં વાપર્યા પછી ૨ ટકાને વ્યાજે કેટલા રૂપીઆ લઈ વરસે ૪ ટકાની મુદત કાપી આપવાની હુંડીઓમાં વાપર્યા. બંને જાતની હુંડીઓની મુદત છ માસની કાપવાની છે, તો પેહેલા વેપારમાં જેટલો નફો મળે તેટલો જ બીજામાં મેળવવાને કેટલા રૂપીઆ લીધા હશે ને વાપર્યા હશે?

(૧૯૭) એક શેઠે એક મુનીમ રાખ્યો તેને પેહેલે વરસે ૨૦૦ રૂ., બીજે વરસે ૨૫૦. ત્રીજે વરસે ૩૦૦ ઇ૦ વરસે ૫૦ વધારે આપવાનો ઠરાવ કર્યો. જો તેનો પગાર પ્રતિ વર્ષે ૫૨૫ રૂ. ઠરાવ્યો હોત તેથી જેટલા રૂપિઆ મળત તેટલાજ રૂપિઆ મેળવવાને તેણે કેટલા વરસ નોકરી કરવી?

(૧૯૮) એક છોકરાએ પોતાના બાપની ઉમ્મર પૂછી ત્યારે તેણે કહ્યું કે તને હાલ ૧૨ વરસ થયાં છે તેમાં જો આપણી બંનેની ઉમરના ૫/૮ મેળવીએ તો સરવાળો મહારી ઉમરની બરાબર થશે. ત્યારે બાપની ઉમર કેટલી?

(૧૯૯) બે ભૂમીતિ પ્રમાણની શ્રેઢીનો એકંદર સરવાળો ૮૦ ૭૭/૯૦ છે. બંનેમાં પાંચ પદ છે ને મધ્ય પદ સરખું છે. એકમાં ૧॥ અને બીજામાં ૨॥ ગુણોત્તર છે તો તે ઉપરથી તે શ્રેઢીઓ ખોળી કહાડો.

(૨૦૦) એક માણસે માલનો વિમો ઉતરાવ્યો તેનું વિમાખરચ સેકડે ૩॥ ટકાને ભાવે ૫૪૦ રૂ. આપવા પડયા. તેને માલમ પડયુ કે જો મારો માલ લુટાશે કે બળી જશે તો વીમાવાળા પાસેથી માલની કીમત, વીમા ખરચ, અને ૫૦ રૂ. જાદે મળે એવું છે ત્યારે તેનો માલ કેટલાનો હશે?

(૨૦૧) એક શેઠ પ્રતિ વર્ષે પોતાનું વાર્ષિક ખરચ ૫૦૦૦ રૂ. બાદ કરતાં છતાં પોતાની પુંજીનો ૧/૫ વધારતો જાય છે તેથી ૧૫ વરસે તેની પાસે ૧૨૦૦૮૦ રૂ. દોલત થઇ ત્યારે તેની મુળ પુંજી કેટલી ?

(૨૦૨) એક ચાકરે પોતાના શેઠના ઘીના કુલાગાંથી રોજ શેર ઘી કહાડી લીધું અને તે ઓછું ન થાય માટે તે બદલે રોજ શેર તેલ નાખતો ગયો એ રીતે વીશ દિવસ સુધી કર્યું. કુલાગાં ઘી ફકત ૧૦ શેર હતું પછી વાત જણાઇ આવશે એ ડરથી તેણેવીશ દિશ લગી ફરીને રોજ શેર ઘી રેડીને માંહેથી શેર મીશ્રણ કહાડી લીધું, તો અંતે એ કુલાગાં ઘી કેટલું હશે અને તેલ કેટલુંહશે?

(૨૦૩) અ એ ૨૪૬ પૌંડ ૧૨ શિ. એ લીધેલી ચા બને વેચી, બ એ કને આપી, અને ક એ તે પૌંડ ૩૯૧-૧૧-૧૦ માટે વેચી મારી. ત્રણને સેકડે સરખો નફો રહ્યો ત્યારે અ એ બ ને અને બ એ ક ને કેટલી વેચી હશે ?

(૨૦૪) એક જગાએથી એકજ દિશાએ, અ ને બ મસાફરી

કરવા નિકળ્યા. **અ** રોજ ૧૮ ગાઉ ચાલે છે, તે ૯ દિવસ ચાલ્યા પછી પાછો ફર્યો તે, ૯ દિવસમાં જેટલું **બ** ચાલ્યો તેટલા ગાઉ આવ્યો. પછી વળી પાછા ફરીને આગળ ચાલવા માંડ્યું તો ૨૨$\frac{૧}{૨}$ દિવસમાં **બ** ને પકડી શક્યો ત્યારે **બ** રોજ કેટલું ચાલતો હશે?

(૨૦૫) વાસ્તવિક મુદત કાપવાની રીતે ૪ વરસે શાદા વ્યાજે ૪ ટકા લેખે જેટલું કપાય તેના કરતાં ૬ ટકાને ભાવે ૫ રૂ. વધારે કપાય છે ત્યારે તે રકમ કેટલાની હશે?

(૨૦૬) એક માણસ પોતાને ગામથી સુરત જવા નિકળ્યો તે ચાર દહાડે પહોંચ્યો, અને પાછો પોતાને ગામ ૫ દિવસમાં આવ્યો. પોતાની બધી મુસાફરીમાં રોજ કરતાં એકેક ગાઉ ઓછું ચાલ્યો હતો ત્યારે તેના ગામથી સુરત કેટલા ગાઉ હશે?

(૨૦૭) એક ગૃહસ્થ પોતાનાં ચાર નાનાં છોકરાંને સારૂ એક લાખ રૂપીઆ મુકી મરી ગયો. છોકરાંની ઉમર ૬, ૮, ૧૦ અને ૧૨ વરસની હતી એ પૈસાની વહેંચણી એવી રીતે કરવામાં આવી કે ૪ાા ટકાને વ્યાજે ચક્રવૃદ્ધિ વ્યાજ પ્રમાણે ગણતાં તેમની ૨૧ વરસની ઉમરે સઘળાને સરખા રૂ. થાય ત્યારે દરેકને ભાગ શું આવ્યું ?

(૨૦૮) એક માણસને કરજ છે તે ચાર સરખે કડકે અનુક્રમે ૪, ૯, ૧૨, અને ૨૦ મહિને આપવાનો ઠરાવ છે. તેને માલમ પડ્યું કે વાસ્તવિક રીતે ૫ ટકા પ્રમાણે મુદત કાપ્યાથી હાલ રૂ. ૭૫૦૦ આપ્યાથી બધું કરજ વળી રહેછે તો તેનું કરજ કેટલું?

(૨૦૯) ૩૦ હારમાં એક લસ્કર ગોઠવ્યું છે. તેમાં પહેલી હારમાં ૧, બીજીમાં ૩, અને ત્રીજીમાં ૫, એ પ્રમાણે માણસો છે, ત્યારે બધાં મળીને કેટલાં માણસો હશે ?

(૨૧૦) એક લસ્કરે ૩૨$\frac{૧}{૨}$ ગાઉની મુસાફરી કરી. તે પહેલા કલાકમાં ૪ ગાઉ ચાલ્યું. ને છેલામાં ૧ ગાઉ, અને દરેક અપરે સરખા ગાઉ ઓછા ગાઉ ચાલતું ગયું ત્યારે કેટલે કલાકે પહોંચ્યું; અને કેટલું ઓછું દરેક કલાકે ચાલ્યું?

(૨૧૧) ઉંચેથી પડતો પદાર્થ પહેલા સેકંડમાં ૧૬$\frac{૧}{૧૨}$ ફુટ પડેછે બીજામાં ૪૮$\frac{૧}{૪}$ પડે છે. ત્રીજામાં ૮૦$\frac{૫}{૧૨}$ ફુટ પડે છે, અને એ પ્રમાણે આગળ પણ, ત્યારે દશ સેકંદમાં બધો મળીને કેટલો પડશે?

(૨૧૨) $\frac{૧}{૨}$ : $\frac{૨}{૩}$ના પ્રમાણમાં બે સંખ્યાઓ છે. દરેકમાં ૬ને ૫

અનુક્રમે મેળવીએ તો પ્રમાણ ૨/૫ : ૧/૨ થાયતો તે બે સંખ્યાઓ કઇ?

(૨૧૩) પાંચ ટકા વ્યાજના ૨૦૦રૂ. ૩॥ વરસ રાખ્યાથી જેટલું વ્યાજ આવે તેટલું લાવવાને ૪ ટકા વ્યાજના ૩ વરસ સુધી કેટલા રૂપીયા મુકવા.

(૨૧૪) એક માણસે ૮ ટકા લેખે અમુક નાણું બાર વરસ સુધી સાદે વ્યાજે રહેવા દીધું, પછી તેટલેજ વ્યાજે વ્યાજ મુદલ મુક્યું, તો પ્રથમના વ્યાજ કરતાં વરસે રૂ. ૩૮૪ વધારે આવ્યા, તો દરેક વખતે કેટલું નાણું વ્યાજે મુકેલું?

(૨૧૫) એક કેરીઓના ઢગલાગાં ૮ ભાગીદાર હતા. પહેલાએ ૭૨ કેરીઓ અને બાકીનાનો ૧/૮ લીધો. બીજાએ ૧૪૪ ને બાકીનાનો ૧/૮, ત્રીજાએ ૨૧૬ ને બાકીનાનો ૧/૮ એ પ્રગાણે લીધું. તો બધાને સરખી કેરીઓ આવીતો તે કેરીઓ કેટલી?

(૨૧૬) એક વેપારીએ ગશરૂનાં બે થાન રૂ. ૧૨૬–૮ એ લીધાં. પહેલાની દર ગજે ૪ રૂ ને બીજાની દર ગજે રૂ.૪॥ કીગત હતી પછી દરેકગાં ગજે એક રૂપીઓ વધારે લઈને વેચ્યાં તો બધો ગણીને ૩૦રૂ. નફો થયો ત્યારે તેમની લંબાઇ કેટલી?

(૨૧૭) અ એ ૧૫ દિવસ નોકરી કરી અને બ એ ૧૪ દિ. કરી. બંનેને રૂ. ૫૮–૮ મળ્યા. બ ની ત્રણ દિવસ નોકરી કરતાં અ ને ચાર દીવસની નોકરીના રૂ. ૫॥ વધારે મળે છે તો દરેકને દર રોજ શું ગળતું હશે?

(૨૧૮) એક ગાણસે ૯ ઘોડા ૭ ગાયો ૩૦૦રૂ. એ વેચી ફરીને તેજ ભાવે ૬ ઘોડા અને ૧૩ ગાયો તેટલીજ કીગતે વેચી તો દરેકની કીગત શી?

(૨૧૯) એક ગૃહસ્થની પુંજી રૂ. ૭૦૦૦ની હતી; તેણે ગરતી વખત પોતાની ગર્ભવંતી સ્ત્રીને એવું વશીયત નામું કરી આપ્યું કે જો તેને છોકરો આવેતો પોતાની પુંજીનો ૧/૩ સ્ત્રીને આપવો, ને બાકીનું છોકરાને આપવું. ને છોકરી આવે તો પુંજીના ૨/૩ સ્ત્રીને અને બાકીનું છોકરીને આપવું. હવે તે સ્ત્રીને છોકરો ને છોકરી બંને આવ્યાં તો વશીયત નાગા પ્રગાણે ગિલકત શી રીતે વહેંચી આપવી?

(૨૨૦) ૬૦૦૦૦ ગાણુસનું લશ્કર એક કાટખુણ ચોખુણાકૃતિમાં ગોઠવ્યું છે તેમાં દરેક ગાણુસ ૩/૪ વાર જગા રોકે છે; અને

તે કાટખુણુ ચોખુણની બાજુઓમાં માણસની સંખ્યા ૩:૨ એ પ્રમાણમાં છે ત્યારે તે લશ્કર કેટલી જગા રોકાશે?

(૨૨૧) એક ઘનનું ઘનફળ ૭૩૩૬૨૬૭૫૩૮૫૯ ઘનઈંચ છે તો તેની સપાટીનું ક્ષેત્રફળ કેટલું?

(૨૨૨) ચક્રવૃદ્ધિ વ્યાજે ચાર ટકા લેખે બે વરસમાં કઇ રકમના ૮૪૫૦ રૂ. થશે?

(૨૨૩) **અ** ને **બ** એક કામ ૧॥ દિવસમાં, **અ** ને **ક** ૨ દિવસમાં, અને **બ** ને ક ૩ દિ. માં કરી રહે છે, હવે તે કામની મજુરી રૂ. ૩) મળ્યા તો દરેકનો રોજ કેટલાનો?

(૨૨૪) એક ઓરડાની પહોળાઈ ૧૪ ફૂટછે. ભીંતોએ કાગળ લગાવતાં દર ચોરસવારે ॥ રૂ. પ્રમાણે ૪૦ રૂ. ખરચ લાગ્યું અને તેમાં સેતરંજી પથરાવતાં ૨ા રૂ. વાર પ્રમાણે ૫૬ રૂ. લાગ્યા તો તે ઓરડાની લંબાઈ ને ઉંચાઈ કેટલી?

(૨૨૫) **અ** એક કામ ૧૨ અવરમાં, **બ** ૪ અવરમાં, અને **ક** ૩ અવરમાં કરી રહે છે. ત્રણે જણે અર્ધા અવર સાથે કર્યું બાદ **અ** જતો રહ્યો તો બાકીનું કામ કરવાને **બ, ક** ને કેટલી વાર લાગશે

(૨૨૬) રૂ. ૩૬૪ ના ચાર ભાગ કરો એવા કે અનુક્રમે ૩, ૪, ૫ અને ૬ ટકાને વ્યાજે તેમનુ ૪, ૬, ૭ અને ૧૦ મહિનાનું વ્યાજ સરખું થાય?

(૨૨૭) ૧૦૦ રૂપિઆના ત્રણ ભાગ કરો; એવા કે પેહેલો ભાગ ૪ ટકાને સાદે વ્યાજે ત્રણ વરસ રહે; બીજો ૩ ટકા લેખે ૫ વરસ, અને ત્રીજો ૨॥ ટકા લેખે ૨ વરસ રહે તો પેહેલી રકમ કરતાં બીજી બમણી, અને બીજી કરતાં ત્રીજી ત્રમણી થાય?

(૨૨૮) એક ઘન વસ્તુની સપાટી ૮૬.૬૪ ચો. ફુટ છે તો તેની એક બાજુની લંબાઈ કેટલી?

(૨૨૯) બે ઘન જગાઓનું ઘનફળ અનુક્રમે ૫૩૫૯.૩૭૫ અને ૫.૩૫૯૩૭૫ ઘનઇંચ છે. તો તે બેની એક એક બાજુની લંબાઈમાં કેટલા ઈંચનો તફાવત હશે?

(૨૩૦) એક કામ અ ને બ ૧૦ દિવસમાં, **બ** ને **ક** ૧૫ દિવસમાં, અને **અ** ને **ક** ૨૫ દિવસમાં કરી રહેછે. દરેકે ૫ દિ. કામ કર્યું પછી **અ** જતો રહ્યો, પછી **બ** ને **ક** એ ૫ દિવસ કર્યું ને **બ** જતો રહ્યો ત્યારે બાકીનું કામ ક્યારે પુરૂં કરી રહેશે.

(૨૩૧) એક કામના $\frac{૪}{૫}$ **અ**, **બ** ને **ક** ૨૪ દિવસમાં કરી રહે છે. **અ** જેટલું કામ કરે છે તેટલુંજ **બ** કરેછે. જો એમાંથી એક કામ ઉપર ન હોત તો બાકીના બે ૨૮ દિવસમાં તે કામના $\frac{૫}{૬}$ કરત. તો દરેક જુદા જુદા કેટલા દિવસમાં તે કામ કરી રહેશે?

(૨૩૨) એક માણસે ૨૦ મિનિટમાં ૧॥ માઈલ હોડી પાણીના પ્રવાહ તરફ હંકારી. પણ જો પાણીના વેગની મદત ન હોત તો તેને તેટલે જતાં અરધો અવર લાગત તો પાણીનો વેગ અવરમાં કેટલો અને વેગને સામે આવતાં તેને કેટલી વાર લાગત?

(૨૩૩) એક વહાણ ૪૦ માઈલ કિનારેથી દુરછે. ત્યાંથી તેને તળીએ ગાબડું પડયાથી ૧૨ મિનિટે $૩\frac{૩}{૪}$ ટન પાણી આવવા લાગ્યું. ૬૦ ટન પાણી માંહે આવે તો તે વહાણ ડુબે; પણ માંહેના બંબાવડે એક અવરમાં ૧૨ ટન પાણી ઉલેચી નંખાયછે, તો કેટલે વેગે હંકારવાથી તે વહાણ ડુબતી વખતે કિનારે આવી પહોંચ્યું?

(૨૩૪) એક ટાંકીને **અ**, **બ**, **ક**, એવા ત્રણ નળ છે. **અ** ૩ અવરમાં ને **બ** ૪ અવરમાં તેને ભરી શકે, અને **ક** એક અવરમાં ખાલી કરી શકે, તેમને ૩, ૪ ને ૫ વાગે અનુક્રમે ખુલ્લા મુકયા તો તે ટાંકી ક્યારે ખાલી થશે?

(૨૩૫) લંડનમાં ૧૭૫ પૌં. ની હુંડી દેખાડયા પછી છમહિને પાકવાનીછે. તે હુંડીને ૨ શિ. $\frac{૫}{૮}$પે. ના રૂપિઆ લેખે મુંબઈમાં વેચી. પછી ખરીદ કરનારે, હુંડી પાકયાની મુદતથી ૪મહિના પહેલાં લંડનમાં મુદત કાપી આપીને નાણું લીધાં. મુદત દર વરશે સેકડે ચાટકા પ્રમાણે કાપી આપી. ત્યારે તે હુંડી મુંબઈમાં વેચી તેને શું મળ્યું હશે? અને લંડનમાં તેને કેટલા પૌંડ ઉપજ્યા હશે?

(૨૩૬) ચક્રવૃદ્ધિવ્યાજથી ૪ વરસમાં ૧૮૦૦૦ રૂ. નું વ્યાજ રૂ. ૩૦૫૭–૭–$૩\frac{૫૭૩}{૩૧૨૫}$ થાય તો વ્યાજનો દર શો?

(૨૩૭) અમદાવાદમાં ૪૦ રૂ. ભારનો, સુરતમાં ૩૭રૂ. ભારનો મુંબઈમાં ૨૮ રૂ. ભારનો અને પુનામાં ૭૬ રૂ. ભારનો શેર ગણાય છે. તે દરેક જગાએથી બાર આને ૧ શેર પ્રમાણે ૧૫ શેર ચા લીધી, અને પછી તે બધી એકઠી કરીને ૧૨ આને શેર પ્રમાણે અમદાવાદમાં વેચી તો સેકડે નફો શો પડયો?

(૨૩૮) એક માણસે એક પૈસાની ૩ લેખે ૬૦ કેરીઓ લીધી, અને પછી ૧ પૈસાની ૨ લેખે ૯૦ કેરીઓ લીધી. પછી તેણે તે

